પછી તેના પુત્ર જામ ભીમજી થયા; તે શત્રુને ભય આપે એવા શક્તિમાન્[1] હતા. ભીમજી પછી તેના પુત્ર શૂરવીર જામ હમીરજી થયા.

( ૨૮ ) હમીરજી ગરીબનાથ નામના તપસ્વિને એક કલશ ભરી સારૂં પય આપી તેના આશીર્વાદથી આખી 'કચ્છ પયોધિમેખલા' (કચ્છભૂમિ) પામ્યા. (તપસ્વિને થોડું આપ્યાથી પણ ઘણું ફલ થાયછે તેનું ઉદાહરણ એ કે થોડું પય આપવામ હમીરજીને પયોધિમેખલા મળી.) ઘણા વખત પર્યંત રાજ ભોગવ્યા પછી, કચ્છના મુખ્ય રાજા આ હમીરજીને શત્રુએ (રાવલ જામે) કપટ કરી ઇન્દ્રના અતિથી કર્યા-એટલે સ્વર્ગે મોકલ્યા.

( ૨૯ ) હમીરજીના પુત્ર ખેંગારજી હતા. પોતાના તાત હમીરજી જ્યારે ઇન્દ્રી મિત્ર થયા (સ્વર્ગે ગયા) અને (ખેંગારજીને પકડી મારી નાખવાના વિચારથી) શત્રુ તરફથી મ્હોટો ઉપદ્રવ જ્યારે ઉઠયો ત્યારે ખેંગારજી મનમાં અંગારસદૃશ પરિતાપયુક્ત થયા. પણ અત્યંત ધીરબુદ્ધિવાળા તેઓ પ્રયત્નથી પોતાના નહાનાભાઇ 'સાહેબજી' સહિત રાજપુર એટલે અમદાવાદ ગયા.

( ૩૦ ) (સિંહને મારવા તૈયાર થયેલા અમદાવાદના રાજાના હાથીઉપર તે સિંહ કૂદિ આવવા લાગ્યો તે વખતે) ખેંગારજીએ પ્રથમ શક્તિ દેવી પાસેથી મેળવેલાં શક્તિએ(એટલે **સાંગે કરી**) તે જંગલી સિંહને મૃત્યુના મુખમાં આપી, રાજામાં સિંહ જેવા અમદાવાદના રાજાને મૃત્યુના મુખમાંથી છોડાવ્યો. રાજાનો જીવ બચાવવાથી તે ભૂમિના મસ્તક ઉપર અને પોતાની બેહેનના[2] મસ્તક ઉપર સૌભાગ્યસૂચક શોભા કરનારી જાણે રાતી સિંદૂરની રેખા કરી હોય તેવી તે સિંહના લોહીની લાંબી રેખા એ પૃથ્વી ઉપર કરી.

( ૩૧ ) આ બનાવ ઉપરથી અમદાવાદના રાજાએ ખેંગારજીને ઘણા માનરૂપી સમૃદ્ધિ આપી અને આ લોકમાં જે સ્થાન મેળવવાની ઇચ્છા ખેંગારજીના મનમાં હોય તે સ્થાન મેળવી આપવા તૈયાર થયો. તેણે જામ એવું નામ છોડાવી "રાઓ" એવો ખિતાબ ખેંગારજીને અર્પણ કર્યો.

( ૩૨ ) સંતોષ પામેલા તે અમદાવાદના રાજા પાસેથી સેના વગેરેની સહાયતા

---

૧. આથીજ ભાયાતોએ કુંવર આમરાણી પાસેથી લઈ ભીમજીનેજ રાજ્ય ચલાવાનો આગ્રહ કરી પાઘડી બંધાવી હતી.

૨. ખેંગારજીની બેહેન અમદાવાદના રાજાને પરણી હતી.

મેળવીને ખેંગારજીએ પ્રથમ, બીજા લોકોએ હરી લીધેલી સઘળી કચ્છભૂમિને જીતી સ્વાધીન કરી. અને પોતાના વંશમાં થયેલા પૂર્વ પુરૂષોએ પ્રીતિપૂર્વક સેવેલી રાજલક્ષ્મીને ફરીથી ખેંગારજી પ્રીતિપૂર્વક સેવવા લાગ્યા. તેઓના શત્રુઓ ઉપર દૈવકોપ[1] થયો તેથી તે શત્રુઓ મુક્તકચ્છ થઇને (કચ્છ દેશ છોડીને અને ભીતિથી દોડતાં જેઓની કાછડી જાણે છુટી ગઈ છે એવા થઇને) વેગથી દોડી નાસી ગયા.

(૩૩) પરાક્રમથી સારી રીતે શોભિત અને મોટા સંગ્રામો કરનાર ખેંગારજીએ શત્રુઓને જીતીને ૧૬૦૨ ના વર્ષમાં અંજારનામક શેહેરના દરવાજા ઉપર ઉત્તમ શોભાયુક્ત અને વિજયસૂચક તોરણ બાંધ્યું. વિજયશ્રીના હૃદય ઉપર હાર જાણે લટકતો હોય તેવું તે તોરણ શોભવા લાગ્યું.

(૩૪) જેમ હરિચરણમાં આસક્ત ગરૂડજી, ઘણાઝેરી, ક્રૂર, અહીન (મોટા સર્પરૂપ) શત્રુઓને વેગથી પોતાના પક્ષના (પાંખના) ઉદ્યમે કરી જોરથી મારેછે તેમ ખેંગારજીએ પણ કર્યું. તેઓ પણ હરિપદરત હતા. (શ્રીહરિચરણના ભક્ત અને આ લોકમાં ઇંદ્રજેવી પદવી મેળવવામાં આસક્ત હતા.) તેઓએ પણ ઘણા ઝેરી, ક્રૂર, અહીન (સર્વપ્રકારે સમર્થ) શત્રુઓને પોતાના પક્ષની સહાયતાથી તુરત જોરથી જીતી લીધા હતા. સંવત્ ૧૬૦૫ ના વર્ષમાં તેઓએ ભુજંગનગર (ભુજ એ નામનું શેહેર) વસાવ્યું. સર્પજેવા શત્રુઓને જીતીને ગરૂડજીની માફક મેં સંપત્તિ મેળવી છે, આમ પોતાની શક્તિ સૂચવવા માટેજ તેઓએ એ શેહેરનું નામ ભુજંગનગર રાખ્યું હશે કે શું?

(૩૫) પોતાના ભુજમાં (બાહુમાં) રહેલી પરાક્રમસંપત્તિ કાચમાં પ્રતિબિંબની માફક જેમાં સ્પષ્ટ દેખાય છે એવા ભુજંગનગરમાં ખેંગારજીએ સદાનિવાસ રાખ્યો. અને શત્રુરૂપ હાથિઓને રોકનાર તે ખેંગારજીએ પ્રથમ પોતાને રહેવાનું શેહેર (જામ લાખાજીનું વસાવેલું લાખીયારવિઅરો એ નામનું) ચારણોના સંતોષને માટે તેઓને દાનમાં આપી દીધું.

(૩૬) શત્રુવર્ગ ઉપર નિરવધિ કોપ કરનાર અથવા શત્રુઓને અપરાધનું ફલ આપી કોપ[2] છોડી દેનાર, પોતાનો આશ્રય કરનારા લોકોએ જે પોતાનું કામ

---

૧. ભાગ્યનો કોપ અને આશાપુરા એ નામની કુલદેવીનો કોપ.

૨. મ્હોટા મનુષ્યોનો કોપ અલ્પ કારણપર સર્પ જેવો દીર્ઘ હોતો નથી. અપરાધનો યોગ્ય દંડ એજ સુજનોના કોપનો અવધિ છે.

બજાવ્યું હોય તેથી અધિક તેઓનો ઉપકાર કરનાર, પોતાના વંશમાં પ્રતિસમય વધારે ઉત્કર્ષવાળી ને ઉત્તમ નીતિભરેલી બુદ્ધિનું રક્ષણ[1] કરવામાટે અને નિરન્તર તેઓને યાદ કરવામાટે ગામો વિગેરે ઇનામો ખરી વખતે કામો બજાવનારા લોકોને તેમણે આપ્યાં. (જેમકે છછુંરબુટ્ટાને ૭ ગામ, ભીંયાકકલને ૧૨ ગામ તથા ગોરજી માણેક મેરજીને ૧૨ ગામ વિગેરે કેટલું એક આપ્યું. ઇત્યાદિક બાબત કચ્છના ઇતિહાસ વિગેરેમાં પ્રસિદ્ધ છે.)

(૩૭) કચ્છના ઉત્તમ રાજા ખેંગારજી ઘણાં વર્ષો સુધી સંપૂર્ણ[2] કચ્છભૂમિને) ઉપભોગ કરીને દેવલોક ગયા; પછી સંવત્ ૧૬૪૨ ના વર્ષમાં ખેંગારજીના પુત્ર ભારમલ્લજીએ તરત રાજ્યભૂમિનો ભાર ધારણ કર્યો. (એમ કરવું ભારમલ્લજી એ નામને છાજે છે. રાજ્ય વિગેરેનો ભાર ધારણ કરવામાં મલ્લ એટલે સમર્થ તે ભારમલ્લ.)

(૩૮) ભારમલ્લજીના ભાઇ ભોજરાજજીના પુત્ર અલિયાજીએ બહોળું કચ્છનું રાજ્ય આંચકી લેવા તજવીજ કરી તથા વિંઝાણ સુધીની સીમા દબાવી લીધી. પરંતુ "પોતાના ભાઇનો પુત્ર જાણીને કુટુંબમાં કલેશ કરવો એ થોડી બાબતમાટે ઉચિત નહીં." એ વિચારથી રાવશ્રીએ તે વાત ઉપર વધારે લક્ષ આપ્યું નહીં. આવાં આચરણોથી ધીર પુરૂષોમાં મુખ્ય માનવા લાયક તેઓ હતા અને ખરચ કરવામાં વધારે ઉદાર હતા તેથીજ "ખટચો ખેંગાર ભોગવ્યો ભારે" આ લોકોક્તિ તે દેશમાં ચાલેછે. રાસાઇ કોરી આ નવું ચલણ તેઓએ ચલાવ્યું.

(૩૯) ભારમલ્લજીએ જેમ અહિં સુધર્માલંબ (ઉત્તમ ધર્મનો આશ્રય કર્યો હતો) તેમ પરલોકમાં પણ સુધર્માલંબ (સુધર્મા નામની દેવસભાનો આશ્રય કર્યો. (સંવત્ ૧૬૮૮ કાર્તિક શુદિ ૨) ને દિવસે તે દેવ થયા. 'અને તેઓના પાટવી કુંવર જેહોજી તેઓનાથી પ્રથમજ દેવ થયા હતા.' તેથી ભારમલ્લજી પાછળ જેહોજીના પુત્ર ભોજરાજજી સંવત્ ૧૬૮૮ ના વૈશાક વદી ૧૧ ને દિવસે રાજા થયા. ભોજરાજ આ નામ ધારણ કરવાથી ધારાના રાજા પ્રસિદ્ધ ભોજરાજા

---

૧. ઉપકાર તથા અપકાર કરવામાં મારી પેઠે સાવધાન રહેવું. કોઇએ પણ કરેલો ઉપકાર ભૂલી કૃતઘ્ન થવું નહીં. આ શીખામણ પોતાના વંશને શ્રીખેંગારજીએ ગામ વિગેરે સ્થિર ઇનામો વહેંચી સૂચવી છે.

૨. પ્રથમ કચ્છમાં જામ રાવળજી વિગેરે હોવાથી સંપૂર્ણ કચ્છનું રાજ્ય એકને સ્વાધીન ન હતું તે પહેલા ખેંગારજીના વખતથી થયું.

જેવો વિદ્યાવૃદ્ધિ કરવાનો અભિલાષ તેઓને હતો. વિદ્વાનોના સત્કારને માટે ઘણા સારા દાનો તેઓ આપતા હતા.

( ૪૦ ) ભોજરાજજી પોતાની પ્રજાનેજ પુત્રો માની પાળતા હતા. તેઓને કંઈ પ્રજા થઇ નહોતી. પોતાના ભાઈ મેઘજીના પુત્ર ખેંગારજીને તેઓએ દત્તક લીધા. ભોજરાજજી પાછળ ખેંગારજી સંવત્ ૧૭૦૨ માં કચ્છની ગાદીપર આવ્યા.

( ૪૧ ) કોઈ કારણથી એક ચારણસ્ત્રીએ ખેદપામી શાપ આપ્યો, તેથી ખેંગારજી સ્વર્ગવાસી થયા. આ બનાવથી તેણે બીજા રાજાઓને સૂચના આપીછે કે રાજાઓએ કોઇ પણ કાળે ઉદ્ધતરીતે વર્ત્તવું નહીં.

( ૪૨ ) ખેંગારજી પાછળ તેના એક અનૌરસ પુત્ર હમીરજીને ગાદી સોંપી હતી પરંતુ ઉત્તમ મોતીના હારમાં ગુંથાયલા મ્હોટા મણિઓના મધ્યમાં ગુંથી દિધેલા એક કાચની માફક કુલીન ક્ષત્રી રાજાઓની પરંપરામાં બેસાડી દિધેલા તે હમીરજીને ખેંગારજીના ભાઇ તમાચીજીએ પોતાના સામર્થ્યથી ઉખેડી નાંખ્યો.

( ૪૩ ) સંવત્ ૧૭૧૧ માં નિર્મળ કચ્છ દેશનું રાજ્ય રાવશ્રી તમાચીજીને મળ્યું. તેઓ પોતાના પ્રાચીન પુરૂષોની પેઠે પૃથ્વીનું પાલન કરી સંવત્ ૧૭૨૨ માં સ્વર્ગવાસી થયા.

( ૪૪ ) તમાચીજીની પાછળ તેના જેષ્ટપુત્ર રાયધણજીને રાજનીતિ પ્રમાણે કચ્છ દેશનું રાજ્ય પ્રાપ્ત થયું. ( જહાંગીરશાહે માફ કરેલી ખંડણી રાવશ્રી પાસેથી પાછી લેવા અમદાવાદના નવાબે પ્રયત્ન કીધો હતો પણ તે વ્યંર્થ.) જેમ પતિ સ્ત્રીના કર ( હાથ ) નું ગ્રહણ કરેછે તેમ પૃથ્વીનો કર ( વેરો ) ગ્રહણ કરનાર લક્ષ્મી અને બુદ્ધિથી સમૃદ્ધિવાળા રાયધણજીએ પોતાની પૃથ્વીનો કર નવાબને આપ્યો નહીં.

( ૪૫ ) સંવત્ ૧૭૫૪ માં રાયધણજી સ્વર્ગવાસી થયા ત્યાર પછી તેના પુત્ર પ્રયાગમલ્લજી બલથી પોતાની મેળે પોતાના પિતાની ગાદી ઉપર બેઠા.

( ૪૬ ) નવાનગરના જામ તમાચીજી પાસેથી નગર બીજા લોકોએ દબાવી લીધું હતું, તેઓ રાવશ્રીને શરણે આવ્યા ત્યારે રાવશ્રીએ ફોજ વિગેરેની મદદ કરીને ફરીથી નવાનગરમાં તેઓનું સ્થાપન કર્યું. અને ત્યાર પછી પ્રયાગમલ્લજીએ "મહારાવ" એ પદ ધારણ કર્યું. ( જામ તમાચીજીએ રાવશ્રીને બાળાંભાનો કીલ્લો આપ્યો હતો. ) શત્રુનો પણ ઉપકાર કરનાર સત્પુરૂષોને લક્ષ્મી તો વશ થએલી જેવી હાથમાંજ રહેછે.

(૪૭) સંવત્ ૧૭૭૨ માં પ્રયાગમલ્લજી સ્વર્ગે ગયા ત્યાર પછી અગાધ[1] બુદ્ધિવાળા નીતિથી ઉદ્યોગ[1] કરનાર તેઓના પુત્ર ગોડજી (પોશવદ ૮ ને રોજ) ગાદીએ બેઠા. તેઓએ ત્રણજ વરસ પૃથ્વીનું પાલન કર્યું.

(૪૮) ગોડજીની પાછળ સંવત્ ૧૭૭૫ માં (માગશર વદ ૮ને દિવસે) તેઓના પુત્ર દેશલજી રાજગાદીએ બેઠા. તેઓએ ભાયાતોનો સત્કાર સારો રાખ્યો હતો તેથી તેઓના વખતમાં કોઇ પણ ભાયાતને કાંઇ પણ ક્લેશ ન હતો.

(૪૯) જેમ વેગથી ઉદ્ધત થએલી નર્મદાને સહસ્રાર્જુન નામના પ્રાચીન રાજાએ પોતાના બાહુબળથી પાછી વાળી હતી તેમ ઉદ્ધત થઇ આવેલી અમદાવાદના નવાબની ૫૦ હજાર માણસની ફોજને પોતાના ભાયાતરૂપી બાહુના બળથી રોકીને દેશળજીએ પાછી વાળી મૂકી.

(૫૦) સર્વ તંત્ર (કાર્ય) માં કુશળ દેવકરણ શેઠ નામના પ્રધાનની સહાયતાથી દેશલજી સઘળા અર્થ સિદ્ધ કરી લેતા હતા. જેમ સર્વ તંત્રમાં[2] કુશળ લોકોની સહાયતાથી નવરાત્રનો વખત સુપ્રસન્ન નવદુર્ગ (નવદુર્ગાની કૃપા સંપાદન કરનાર) થઇ પડે તેમ રાજ્યસંબંધી સર્વ તંત્રો (યુક્તિઓ) માં કુશળ દેવકરણ શેઠની સહાયતાથી, શ્રીદેશળજીએ આખા કચ્છને સુપ્રસન્ન નવદુર્ગ (સ્વચ્છ નવા નવા કિલ્લાવાળો) કરી મૂક્યો.

(૫૧) સારો કવિ કોશ (શબ્દસંગ્રહ) ની સંપત્તિથી પોતાના પદ (શબ્દ) ને ઉત્તમ બનાવી શકે. રાજા પણ કોશ (ખજાના)ની સંપત્તિથી પોતાના પદ (સ્થાન)ને ઉત્તમ બનાવી શકે. સત્પુરૂષોના ઉપદેશથી સારી બુદ્ધિ મેળવનાર દેશળજીએ આ વાત પોતાના અનુભવથી જાણી હતી. આપત્તિ વખતે ખજાનો કેવો કામ આવેછે તેનો અનુભવ તેઓએ અમદાવાદના નવાબ સાથે લડાઇના પ્રસંગમાં લીધો અને તે સમાધાન થયા પછી ખજાનાનો સંગ્રહ તેઓએ સારો કર્યો.

(૫૨) સંવત્ ૧૮૦૮ માં દેશળજી સ્વર્ગવાસી થયા. ત્યાર પછી તેઓના પુત્ર લખપતજી રાજગાદી ઉપર આવ્યા.

---

૧ બુદ્ધિનું અગાધપણું તથા રાજનીતિ પ્રમાણે ઉદ્યોગ, આ બંન્ને બાબત તેઓમાં રાયધણજીના મરણદિવસે બીજા કુંવરોને નસાડી મૂકવા વગેરે કામોથી સ્પષ્ટ જણાયછે.

૨ શક્તિ વગેરેનું આરાધન બતાવનારા એક જાતના ગ્રંથો.

(૫૩) રાજા એવું ચંદ્રમાનું પણ નામ છે. જેમ ચંદ્રમા સવિતાને[1] અદૃશ્ય રાખી ઉદય પામેછે અને રાત્રિમાંજ સારી રીતે દેખાયછે, દિવસે ઘણુંકરીને લોકોની નજરે ચઢતો નથી અને પોતાને દૃષ્ટિદોષ ન લાગવામાટે આ અત્યલ્પ કલંકનું ધારણ કરેછે તેમ લખપતજીએ પણ જાણે રાજાપણું સાર્થક કરવા આ બધી-રીત પ્રત્યક્ષ કરી બતાવી હતી.

(૫૪) ચંદ્રમાની કલાઓ તો સોળજ છે અને તે કેટલાએક દિવસ સુધી વધે છે તથા કેટલાએક દિવસસુધી ઘટે છે. લખપતજી રૂપ ચંદ્રે તો પોતાના દેશમાં પ્રજા-નો સંતાપ શાંત કરવા ઉત્તરોત્તર વૃદ્ધિજ પામનારી ઘણી કલાઓનું[2] સ્થાપન કર્યું એ આશ્ચર્ય છે.

(૫૫) લખપતજીએ દિલ્લીના બાદશાહ અહમદશાહને પ્રસન્ન કરી તેની પાસે-થી 'મિરઝાં' એ કિતાબ મેળવ્યો, તથા કાબુલના મહમદશાહ પાસેથી 'મહારાજા-ધિરાજ' એ પદવી મળી.

(૫૬) લખપતજીએ યોગ્ય પાઠશાળા[3] સ્થાપીને ઉત્તમ વ્રજભાષાનો પ્રચાર પોતાના દેશમાં કર્યો ને પોતે પણ તે ભાષાનો સારો અભ્યાસ કર્યો હતો તેથી સત્પુ-રૂષની વાણીઓ આજપણ તેઓને વખાણે છે.

(૫૭) સંવત્ ૧૮૧૭ માં રાવ શ્રી લખપતજી ઇન્દ્રધામને પ્રાપ્ત થયા. ત્યાર પછી તેઓના પુત્ર ગોડજીએ પોતાની ભુજા ઉપર ભુજની રાજલક્ષ્મીનું ધારણ કર્યું.

(૫૮) સિંધના રહેવાસી હુસેન તથા લાખાને અને બીજા પણ જેઓ પોતાને શરણે આવી રહ્યા તેમની રક્ષા કરવામાં રાવ શ્રી ગોડજી ધીર મનવાળા હતા. હુસેન તથા લાખાને હુમલો કરી પકડી લેવા યવનનાયક સિંધનો દીવાન મીર આવ્યો હતો પણ ગોડજીની સેનાએ તેની સેનાને જીતી લીધી, તેથી શરમ ભરેલી રીતે પાછો ફરીને આંખમાં આંસુ લાવતો પોતે સિંધ ચાલ્યો ગયો.

---

૧ ચંદ્રમાના અર્થમાં સવિતા એટલે સૂર્ય અને રાજાના અર્થમાં સવિતા એટલે પિતા.

૨. દ્વારકાના વાઘેર રામજી વિગેરેના હાથથી ઘડિયાલ વિગેરે કલા કૌશલ્યનાં અનેક કામો લખપત-જીએ પ્રવર્ત્તાવ્યાં તે હજી સુધી ચાલેછે.

૩. ભટ્ટાર્કજી કનક કુશલજીના મુખ્યત્વ નીચે એક શાળા સ્થાપી અને ગમે તે દેશના વિદ્યાર્થી આવે તેમને પેટીયાં આપવાનો બંદોબસ્ત કર્યો. હજી પણ એ શાળા ચાલે છે ને અધ્યાપક ભટ્ટાર્કજી જીવણ કુશળજી છે.

( ૫૯ ) પોતાની ભૂમિનું પાલન કરનાર મૂર્ત્તિમાન્ જાણે પોતાની બે ભુજાજ હોય શું ! અથવા કચ્છપ્રજાની સાક્ષાત્ બે આંખોજ હોય એવા બે પુત્રો અહીં રાખી ગોડજી સ્વર્ગવાસી થયા.

( ૬૦ ) સંવત્ ૧૮૩૫ શ્રાવણ શુદિ ૧૪ ને દિવસે ગોડજીના પુત્ર રાયધણજી ભુજની રક્ષા કરનાર ભુજવાળા પોતાના પૂર્વ પુરૂષોના રાજ્યાસન પર બેઠા. એ સમય ઘણો કઠણ હતો તોપણ બહોળી બુદ્ધિવાળા પોતાના મંત્રીની સહાયતાથી રાજ્યનું કામ ચલાવ્યું.

( ૬૧ ) થોડા વયમાં જેઓ મ્હોટા પદને પામેલા, અને તેથી ધન-સ્વજન વિગેરેનો મદ જેઓને થવાનો સંભવ છે એવા કોમલ બુદ્ધિવાળા રાજકુમારોને સદા સજ્જનો સાથે સંગતિજ શ્રેયસ્કર છે.

( ૬૨ ) કુજનોના ઉપદેશથી પોતાનો ધર્મ છોડી પરધર્મમાં પ્રવેશ કરનાર રાજા પોતાના ધનને અને સમુદાયને છોડે છે તથા મ્હોટું બંધન પામેછે.

( ૬૩ ) આ નીતિ અને વિનયનો સ્વકીયોને ઉપદેશ જાણે કરતા હોય એમ રાયધણજીએ કોઈ યવનના કહેવાથી અને દૈવયોગથી કેટલાંએક કામો જુદી રીતે કર્યાં; માટે તેઓને (રાયધણજીને) કોઈ સ્થાનમાં રોકી રાખી, અનેક મનુષ્યના કહેવાથી તેમના ભાઇએ રાજ્યકાર્ય ચલાવ્યું.

( ૬૪ ) રાયધણજીના ભાઈ દેવ થયા પછી પાછી રાજની સત્તા રાયધણજીના હાથમાં આવી. સંવત્ ૧૮૭૦ માં હાથી-ઘોડા વિગેરેથી સંપૂર્ણ એવા પોતાના ભૂમિભાગને સ્વશરીરથી સૂનો કરી પરલોક ગયા.

( ૬૫ ) રાયધણજીના ગયા પછી તેમના પુત્ર ભારમલ્લજીએ પોતાની બે ભુજા ઉપર રાજાઓને લાયક બાજૂબંદ સહિત ભુજ રાજધાનીનો ભાર ધારણ કર્યો.

( ૬૬ ) જે કોલકરાર કર્યા હોય તે રાજાએ અવશ્ય પાળવા. ઉત્તમ આર્ય રાજાઓએ કોલકરાર કરવા તે પ્રથમ વિચારીનેજ કરવા. અત્યંત શાંત વૃત્તિવાળા ભારમલ્લજીએ પોતાના આચરણથી આ નીતિયો જાણે સૂચવી છે કે શું ? ( કંપની સરકાર સાથે થયેલા કોલકરારો બરાબર ન નભી શકવાથી ભારમલ્લજીને સ્થાને તેમના ત્રણ વર્ષના પુત્ર શ્રી દેશલજીને કંપનીએ ગાદી સોંપી હતી ને ભારમલ્લજીને નજર કેદ જેવા રાખ્યા હતા.)

( ६७ ) દેશોમાં જેમની કીર્ત્તિ શોભેછે એવા કુમાર દેશલજીરૂપ પોતાના બાલક રાજાને પ્રત્યક્ષ જોઇને પણ સમાન વૃત્તિવાળા, મત્સરરહિત, ધૈર્યવાન્ ભારમલ્લજી, કુંવર દેશલજીસહિત મહેલમાં આનંદથી રહેતા હતા.

( ૬૮ ) સંવત્ ૧૮૭૫ ના વર્ષમાં માત્ર ત્રણ વર્ષના વયમાં વિદ્યમાન બાલક દેશલજીને, તેઓની કુલપરંપરાથી મેળવેલા દેશનું રાજ્ય સોંપી, કંપની સરકારે દેશલજી આ તેમનું નામ સાર્થક કર્યું. (દેશનું ગ્રહણ કરે તે દેશલ કહેવાય.)

( ૬૯ ) જેના લલાટ ઉપર પડેલી વાંકી અને નહાની કેશની લટુરીયો, ચાલતા પંખાઓએ પવન નાખવાથી આમ તેમ જાય છે એવા તથા લોકોના લોચન અને મનને વિનોદ ઉત્પન્ન કરનાર, મનુષ્યોના પાલક તે બાલક રાજા શોભતા હતા.

( ૭૦ ) હાથીના બચ્ચા જેવી ચાલથી ચાલનાર, મનોહર તોતળું બોલનાર શ્રીદેશલજીએ તે અવસ્થામાં પણ પોતાના ભુજ પર ભુજલક્ષ્મીનું ધારણ કરી લીધું. દીપક સાવ નહાનો છતાં પણ મ્હોટા અંધકારને મટાડે છે; કેમકે તેજસ્વિ વસ્તુ અવસ્થાની ગરજ રાખતું નથી.

( ૭૧ ) સિંધમાં અમીરોની સહાયતાથી લૂટારાઓની ટોળી એકઠી થઇ કચ્છ તાબે કરવા તથા અંગ્રેજોને મારી કાઢવા ધારતી હતી તે વખતે કચ્છની સંપત્તિ શું બીજાને સેવશે ? કે ખલ લૂંટારાઓની લૂંટથી નિર્ધન થઇશું ? એવા સંશયસમુદ્રમાં ડૂબેલા મનુષ્યો દેશલજીના પ્રતાપથી સંશયસમુદ્ર તર્યા, માટે દેશળજીમાં તે સમય ' પોત ' એવો શબ્દ બરાબર લાગુ થયો. સંસ્કૃતમાં પોત એ વહાણ તથા બાલક એ બંનેનું નામ છે. દેશળજી અવસ્થાથી બાલક અને પ્રજાને આપત્તિ તરવાને વહાણરૂપ, માટે બંને અર્થ પ્રમાણે " પોત " શબ્દ તેમનામાં લાગુ પડયો.

( ૭૨ ) છોકરાઓ ઘણી વખત રમતા રમતા રાજા બનેછે તે વખતે બનાવટના ચોરોને તેઓ દંડેછે પણ તેઓ ખરા રાજા હોતા નથી. ખેલલાયક અવસ્થામાં પણ ખરા ખલોને પ્રચંડ દંડ દેનાર અને તે અવસ્થામાં પણ સિંહાસનાધિરૂઢ ખરા રાજા કેવળ દેશળજીજ થયા.

( ૭૩ ) (જેમ રાજનીતિ સરસરીતિએ વાપરેલા સંધિ, વિગ્રહ વિગેરે છ પ્રયોગોથી પ્રજાનું ભય દૂર કરેછે, જેમ સાંખ્યયોગાદિ છ શાસ્ત્રોથી વિદ્યા સુંદર ફળેછે, જેમ વેદ શિક્ષા, કલ્પ વિગેરે છ અંગોથી અર્થ જણાવેછે, જેમ વર્ષ વસંત, ગ્રીષ્મા-

દિ ૭ ઋતુથી અખિલ વસ્તુ ઉત્પન્ન કરેછે તેમ દેશળજી બાલક હોવાથી તેમનું રાજ્ય પણ નિયમ કરનાર ૭ પુરૂષોથી સારી વ્યવસ્થા પામ્યું હતું.

(૭૪) (લૂટારાઓને અટકાવવા ૭ હજાર માણસનું લશ્કર કચ્છ ખાતે તૈયાર કર્યું હતું. કારણકે પ્રથમ એક વખત ૩૦૦૦ લૂટારા હબા ડુંગરપર એકઠા થયા તેમાંના સુમારે હજાર આઠસો માણસ અંજારની બજાર લૂટવા તૈયાર થયાં તેને રાવશ્રીના લશ્કરે તારતાર વેરી નાંખ્યાં) આવા પ્રસંગોમાં પ્રજાની સુખસિદ્ધિસારૂ સરદારોસહિત સેના વધારે રાખવામાં તથા આવા લૂટારાઓને શાન્ત કરવામાં રાજ્યના ૭ નિયામકોએ બે લક્ષનો વ્યય તેવો સખત વખત જોઈ કર્યો; પરંતુ તેમ કરવાથી સર્વ પ્રજામાંના દરેક માણસે રાજાના અભ્યુદયમાં હૃદય રાખી, એ વાત ઉપર લક્ષ આપ્યું. રાજનીતિ પ્રમાણે વિચારીએ તો આથી વધારે લાભ શો?

(૭૫) (સંસ્કૃતમાં મિત્ર એવું સખા અને સૂર્ય બંનેનું નામ છે.) જેમ શરત્કાલમાં બાલ અર્ક (ઉગતો સૂર્ય) નો તાપ ઘણો તીવ્ર હોયછે, તે સુંદર કમળનો વિકાશ કરેછે, અંધકારને દૂર કરેછે તેમ પોતાની પ્રજામાં મિત્ર જેવી વૃત્તિ (સૂર્ય અને સખા જેવી વર્ત્તણુક) રાખનારા બાલ અવસ્થાના એ દેશળજી પણ સૌના હૃદયકમળને વિકાશ આપતા હતા. અને અતિ તીવ્ર તેઓનો પ્રતાપ લૂટારારૂપ અંધકારને ઠાર કરી કચ્છ પાર પહોંચાડતો હતો.

(૭૬) તે મિરઝાં મહારાવ શ્રી દેશળજી ભૂગોળ-ખગોળ વિદ્યાના ભાગને ભણીને અને ચોખું લખતાં—વાંચતાં શીખીને તથા બુદ્ધિથી અનહદ સદ્ગુણોને મેળવીને અવધિની પેહેલાં યોગ્ય સ્વતંત્રપણાને પામ્યા. (તેઓએ સદ્ગુણો અવધિરહિત મેળવ્યા હતા તેથીજ પોતાનું રાજકાજ તપાસવામાં સ્વતંત્ર અખતિઆર પણ અવધિથી પ્રથમ સરકારે તેઓને આપ્યો. ૨૦ વર્ષે અખતીઆર આપવાનો ઠરાવ હતો તેમાં પણ આશરે તેર મહિના ઘટાડયા.)

(૭૭) (જાડેજાઓમાં ઉત્પન્ન થતી છોકરીઓને દૂધ પીતી કરવાની કુચાલ હતી તેને અટકાવવાનો પ્રયત્ન થયો તે કામમાં રાવશ્રીની મદદથી એક ફંડ ઉભું થયું છે. કોઇ જાડેજો દીકરી પરણાવવા અશક્ત માલમ પડે તો તેને કન્યાદાન માટે ૪૦૦ કોરી આપવી તથા કાવતરાથી બાલહત્યા ન થવા માટે દાઈ વિગેરે મનુષ્યો રાખવાનો ખરચ તેમાંથી થાયછે.) કન્યાદાનરૂપ મોટા પુણ્યનો સેતુ, પોતાના જાત

ભાઇ જાડેજાઓને બાલહત્યા—સ્રીહત્યારૂપ પાપસાગરનો પાર ઉતરવાનો હેતુ, પોતાની સારી કીર્ત્તિનો કેતુ (ધ્વજા) એવો એક દ્રવ્યસંગ્રહ મહારાવશ્રીએ ઉચિત પ્રયત્નોથી કર્યો.

( ૭૮ ) સરખેસરખા મનુષ્યોને (પરસ્પર) મિત્રાઇ અને વિવાહ થવો યોગ્યછે માટે વસુ એટલે ધન વગરનો રાજા, વસુ એટલે રત્નોને ધારણ કરવાથી વસુધા નામ ધારણ કરનારી આ પૃથ્વીનો કરગૃહણ (પાણિગૃહણ અને વેરાનું ગૃહણ) કરવાને કેમ સમર્થ થાય ? અર્થાત્ રાજા થવાને કેમ સમર્થ થાય ? એમ વિચાર કરીને તે રાવશ્રી દેશળે કોશ (ખજાના) નો સંચય કર્યો.

( ૭૯ ) સ્વતંત્ર થયા પછી સ્વદેશમાં ચોતરફ ફરવાનો શોખ ધરાવનાર મહારાવશ્રીએ ખેતીના કામમાં, વ્યાપારમાં અને નોકરી કરનારાઓમાં કયે વખત શું કરવાથી શું ફળ થાય ? આ સર્વ ઉદ્યમસંબંધિ ચતુરાઈ ખેતી વિગેરે તે તે વ્યવહારમાં પ્રીતિવાળા મનુષ્યોને જોઇ જોઇ સારી રીતે જાણી લીધી હતી. કુશના અગ્ર જેવી તીક્ષ્ણ બુદ્ધિવાળા મહારાવશ્રીએ પોતાના શહેર અને મુલકના લોકોને વારંવાર પુછી પુછીને પોતાના કુળ, ગામ અને દેશ સંબંધિ અશેષ જૂની વાતો જાણી લીધી હતી.

( ૮૦ ) પ્રતિદિન આ મહારાવશ્રી પોતાના શહેરમાં રહેનારા વ્યાપારકુશળ તથા કલાકુશળ લોકોને બોલાવી મિઠી વાણીથી માન આપી તેઓનું કર્તવ્ય પૂછતા હતા. પોતાના મુલકમાં ફરવા નીકળે ત્યારે ખેડૂતોને બોલાવી તેવીજ મધુરવાણીથી માન આપી તેઓની બધી બાબત પૂછતા હતા. 'મહારાવશ્રીએ સમક્ષમાં બોલાવી અમારી સર્વ વાત પૂછી અમને મહોટું માન આપ્યું) આમ જાણી મનમાં અધિક આનંદ પામેલા તે સર્વ પુરવાસી અને દેશવાસી લોકો પોતાના માલીકનું હિતજ કરતા હતા.

( ૮૧ ) ( સરકારની સૂચનાથી સંવત્ ૧૯૦૭ માં ) મહારાવશ્રીએ પોતાના દેશમાં આરોગ્ય માટે વિશાળ વૈદ્યશાળા ( ઇસ્પીતાલ ) ને વિદ્યાવૃદ્ધિ માટે રસાલ પાઠશાળા ( સ્કુલ ) સ્થાપી. મહારાવશ્રી પોતાના દેશ ઉપર મમતાથી વારંવાર સભ્યોનું કહ્યું ધ્યાનમાં લેતા હતા તેમજ પોતાના મંડળમાં એવા સભ્ય હુકમો વારંવાર કરતા હતા.

( ૮૨ ) જેથી મનુષ્યોને પણ જન્મસુધી દાસ બનવું પડે એવો ( ગુલામોનો ) વ્યાપાર પોતાના બંદરોમાં મહારાવશ્રીએ બંધ કર્યો. પતિવ્રતાપણું પૂરૂં ન છતાં પણ પતિની પછવાડે સ્ત્રિયો નિરર્થક બળી મરતી હતી. આ સતી થવાનો ચાલ તથા ત્રાગાં સમાધ વિગેરે તેવીજ રીતનાં બીજાં કાર્યો પ્રશસ્ત બુદ્ધિવાળા મહારાવશ્રીએ (સંવત્ ૧૯૦૮ થી ) અટકાવ્યાં.

(૮૩) પોતાના ક્ષત્રિય ધર્મમાં સ્થિતિજ મહારાવશ્રીને પ્રિય હતી. કોઇ વખત મોચીઓ લડતાં લડતાં ન્યાય કરાવવા આવ્યા તે સમય જમવાનો હતો પરંતુ તેઓનું (મોચીઓનું) મન ઘણું તપ્ત થએલું જોઈ ભોજન છોડી મોચી જેવા ક્ષુદ્ર જનને પણ સંતોષ પમાડી મોકલ્યા. આવી રીતે મનુષ્યોને ધર્મનું સેવન અને પ્રીતિ કરાવવાથી રાવશ્રી ઘણો પ્રકાશ પામ્યા હતા.

(૮૪) (ગીતાજીમાં ભગવદ્વચન છે કે મનુષ્યોમાં રાજા એ મહારી વિભૂતિ છે) આથી ઈશ્વરની વિભૂતિરૂપ દેશળજી તેવા ઉત્તમ ગુણોથી સુજનોનું રંજન કરી પોતાનું રાજા આ નામ ખરૂં કરતા હતા. (પ્રજાનું રંજન કરવાથી રાજા કહેવાય છે.) તેઓના ઉત્તમ ગુણોનું મુખ્ય ગમક ( નિશાની ) આ કે એ ગુણો જોઈ રાજામાં ભક્તિમાન્ અને આસક્ત મનવાળા તે દેશના લોકોમાં 'દેસરા સો પરમેસરા' આ લોકોક્તિ ચાલે છે.

( ૮૫ ) તેઓના ઉત્તમ ગુણગણથી નમ્ર થએલો જનસમૂહ, તેઓને વિષે જેવો પ્રીતિમાન્ હતો તેવુંજ તેઓનું હૃદય પણ બ્રિટિશ સરકાર ઉપર મિત્રાઇના હકથી પ્રીતિમાન્ હતું. ને તેઓ બ્રિટિશ સરકારની સૂચના પ્રમાણે વર્તી તેની સહાયતા કરતા હતા. પોતાના માનને સાચી સમૃદ્ધિ સમજી સંભાળતા હતા.

( ૮૬ ) સંવત્ ૧૯૧૪ ના વર્ષમાં આ ભારતવર્ષમાં ઘણું કરીને સર્વ દેશોમાં ભયંકર ઉપદ્રવ ( બલવો ) ઉઠયો હતો; જે ઉપદ્રવમાં પૂર્વે ( તે સમયે ) ભારતભૂમિની રાજલક્ષ્મી સંશયરૂપ હિંડોળામાં લાંબા હિંચકાલઇ ઝૂલતી હતી. ( ભારતવર્ષનું રાજ્ય આ રાજાના, કે કોઇ બીજાના, કે ત્રીજાના કે કોના, હાથમાં આવશે તેનો નિશ્ચય ન હતો.

( ૮૭ ) તે વખતે તે ઉપદ્રવમાં બ્રિટિશ સરકારનું ઈહિત ( ઇષ્ટ ) અથવા હિત કરવા માટે શૂરવીર ધીર, અતિઉદાર હૃદયવાળા, પ્રજાઓમાં દયાવાન્, દેશળજીએ

તરત તૈયારી કરી. પ્રથમ સંચિત દ્રવ્યમાંથી ગમે તેટલો વ્યય થાય તોપણ સમય જોઇ તે ઉપર લક્ષ ન આપતાં તેઓ ઉતાવળથી સેના (લશ્કર)નો સંગ્રહ કરવા લાગ્યા.

(૮૮) ભયંકર તે સેનામાં જે કોઈ પુરૂષ રહેવાની ઇચ્છા કરે તેનું તરત નામ નોંધાતું હતું. સમય જોઈ ઘણું દાન કરનાર દેશળજીના હુકમમાં વર્ત્તનારી સેનામાં રહેલા પુરૂષોને ઠેરવેલો પગાર પ્રતિદિવસ તે વખતે મળી જતો હતો.

(૮૯) આ લોકોમાં શૌર્ય અને ધૈર્ય એ ક્ષત્રિયોનો સ્વભાવિક ધર્મ છે, પરંતુ યુદ્ધપ્રસંગ આવ્યાથી તે ખુલ્લું જણાઇ આવે. પ્રબલ પ્રતાપથી ક્લેશનો લેશ પણ ન ભોગવનાર દેશળજીને એવા યુદ્ધનો પ્રસંગજ મળી આવ્યો ન હતો. (દેશળજીના સમયમાં કોઈ પણ મ્હોટી લડાઈ થઇ ન હતી.)

(૯૦) તોપણ ક્ષત્રિયપણાથી સ્વાભાવિક રહેલું દેશળજીનું શૌર્ય અને ધૈર્ય, તે સમયે તેઓએ આરંભેલા ઉદ્યોગોમાં ઘણું સ્પષ્ટ અને અક્લિષ્ટ માનવાળા બીજા રાજાઓએ તથા મુખ્ય મંત્રીઓએ જોઈ લીધું હતું.

(૯૧) સૂર્યકાન્તમણિ સ્પર્શ કરતાં ઉષ્ણ લાગતો નથી, ઈચ્છા પ્રમાણે હાથમાં ફેરવી શકાયછે તોપણ સૂર્યના ઉગ્રકિરણો તે ઉપર પડે ત્યારે, સર્વ લોકોને નજરે દેખાય એવો અત્યંત અગ્નિ અવશ્ય એકદમ તેમાંથી નીકળેછે. (ગુપ્ત તેજવાળા પદાર્થને બીજા તેજનો પરાભવ પહોંચવાથી તેની અંદરનું તેજ એકદમ બહાર પડેજ. તે પ્રમાણે દેશળજીનું પણ શૌર્ય—ધૈર્ય તે સમયે ખુલ્લું જણાઈ આવ્યું.)

(૯૨) આ પ્રમાણે સારી રીતે પ્રજાનું પોષણ કરી ચોતરફથી ધર્મનું પાલન કરી, બૂડેલી વિદ્યાનો પાઠશાળા વિગેરે સાધનોથી ઉદ્ધાર કરી, પોતાની કીર્ત્તિનો વિસ્તાર કરી અને રાજ્યમાં નુકસાન કરનારા લોકોનો વારંવાર પરાભવ કરી મહારાવશ્રી દેશળજી (સંવત્ ૧૯૧૭ ના શ્રાવણ શુદિ ૯ ગુરૂવારને દિવસે) સ્વધર્માચરણથી મેળવેલા ઇન્દ્ર લોકને પામ્યા.

(૯૩) સંવત્ ૧૯૧૭ માં જેમ સવિતા એટલે સૂર્યના વિયોગથી ચક્રવાક શોકયુક્ત થાય તેવીજ રીતે સવિતા એટલે પોતાના પિતા દેશળજીના વિયોગથી શોકયુક્ત થઈ પીડાતા અને ધૈર્યરહિત થયેલા લોકોને દેશળજીના પાટવી કુંવર પ્રાગમલ્લજીએ શોકરહિત કર્યા.

(૯૪) એ પાટવી કુમાર પ્રથમ રવાજી એ નામથી પ્રસિદ્ધ હતા પણ રાજ્યાભિષેક વખતે "મહારાજાધિરાજ મિરઝાં મહારાવ શ્રીપ્રાગમલ્લજી બહાદુર" આ

શુભ નામ ધારણ કરી, પ્રજાના સમાજોને આનંદ આપનાર રાજા થયા. (તખ્તનશીન થયા.) રાજ્યની લગામ હાથમાં લેતાંજ તેઓ થોડા વખતમાં પોતાની સર્વ પ્રજાનો અભ્યુદય થાય એવા પ્રયત્નો કરવા લાગ્યા.

(૯૫) સત્પુરૂષોના ઉપાસનમાં સ્થિર એ મહારાવ શ્રીપ્રાગમલ્લજી રાજગાદી ઉપર બેઠા પછી પોતાના પૂર્વપુરૂષોએ ધારણ કરેલી ધરણીની માફક પૂર્વજોએ મેળવેલા અશેષ ઉત્તમ ગુણોને પણ સ્વાધીન કરી લીધા. કેમકે પોતાના વારસાની વસ્તુ કોણ છોડે ?

(૯૬) પોતાના બહોળા રાજ્ય ઉપર સ્વતંત્રસત્તા મળ્યા પછી પ્રમાદ છોડી નિરન્તર પ્રજાનું હિત કરવા પ્રવૃત્ત થયા. સ્વદેશનાં અને ઇશ્વિરનાં પ્રિય કર્મો કરીને પોતાના મનમાં રહેલી દેશભક્તિ તથા નિરન્તર ઈશભક્તિ સ્પષ્ટ જણાવતા હતા.

(૯૭) (અધિક વેરો વિગેરે નાખવાથી થતા) કોઈ જાતના પણ ક્લેશ પ્રજાને ન આપતાં તેઓએ એકદમ વધારે દ્રવ્ય એકઠું કર્યું. પોતાના યશની સાથે પ્રજાના સુખસારૂ સાધનોનો સમૂહ પણ તેઓએ સંપાદિત કર્યો.

(૯૮) તેઓના હુકમથી આનંદાશ્રમ નામના સંન્યાસિએ જેથી પ્રજા આનંદનું વાસભવન (રહેવાનું ધર) બને એવા ઉત્તમ કાયદાઓ વગર શ્રમે બાંધ્યા.

(૯૯) પરગણાના ગામોમાં સુખ તથા શાન્તિ માટે જુદા જુદા વહિવટદારો નેમ્યા. અદાલતો પણ જુદી જુદી સ્થાપી. કોઇ પણ કોઈને વાણીથી કે શરીરથી દુઃખ ન દઈ શકે એટલા માટે ઠેકાણે ઠેકાણે પોલિસો નવા ધોરણથી સુધારી.

(૧૦૦) સત્પુરૂષોને માન આપનાર અને મનુષ્યોના મનને પ્રિય પ્રાગમલ્લજીએ પોતાના દેશમાં વસનારાઓની નીરોગતા માટે, અને થોડો પ્રયાસ કરવાથી પણ વિદ્યાવૃદ્ધિ થવામાટે યોગ્ય એવાં ઘણા ઉદ્યોગો કર્યા છે.

(૧૦૧) ઘણો તાપ પામેલા, જીવન એટલે જળની અને બીજા પક્ષમાં આજીવિકાની પ્રાપ્તિ ન થતાં શોષ પામી જીવનની આશાથી સમીપ આવતા અને ઘણો શ્રમ કરનારા અર્થિયોની તૃષ્ણા પૂરી પાડવીજ જોઇએ એ રાજાઓનો સ્વાભાવિક ધર્મ સમજીનેજ જાણે બધા લોકોની તૃષ્ણા પૂરી પાડનારૂં એક "પ્રાગસર" નામનું તળાવ ચાડવા ડુંગરમાં રાવશ્રીએ બંધાવ્યું.

(૧૦૨) જેમાં પોતાના યશ જેવું નિર્મલ જળ રહેછે તે મનોહર સરોવર બંધાવી (પ્રાગસર) આ તેના નામમાં પોતાનું નામ સામેલ રાખ્યું. જેમ યશ લોકોના

સંતાપ મટાડે છે, અંતરમાં સંતોષ કરે છે, અમૃત જેવું ઘણું મીઠું લાગે છે અને અગાધ છે, તેમ તે તળાવમાં જળ પણ તેવુંજ છે.

(૧૦૩) મહારાવશ્રીએ નાના પ્રકારથી પોતાના રાજ્યની સમદ્ધિ સિદ્ધ કરવા સારી અશ્વશાળા, ગજશાળા, શરદબાગ ઇત્યાદિક અનેક સ્થાનો સારાં બનાવ્યાં. અને સર્વથી ઉત્તમ સુંદર "પ્રાગમેહેલ" એ નામનો નવો મહેલ ચણાવવાનો આરંભ કર્યો હતો.

(૧૦૪) તે મહેલ ચણાઇ ચુકયો પરંતુ તેમાં થોડા દિવસ પણ વાસ ન કરીને તથા અનેક કારીગરોની મહેનતભરી કારીગરીને નિષ્ફલ કરીને પ્રાગમલ્લજીએ પોતાનું આયુષ્ય સમાપ્ત કરી નાખ્યું. આ મહોટો ખેદ છે. અહો! દૈવનું ચરિત્ર વિચિત્ર છે.

(૧૦૫) મહારાણીના નાહાના પુત્ર "ડ્યુક ઑફ્ એડિન્બરોને" જ્યારે મળ્યા હતા તે વખતે તેની યાદગારી સારૂ ઠરાવેલી વિશાળ મ્હોટી પાઠશાળા (હાઇસ્કુલ) વિદ્યાભ્યાસ કરવા વાસ્તે તેઓએ મ્હોટો વ્યય આસરે દોઢ લાખ રૂપીઆનો કરી બંધાવી.

(૧૦૬) મહારાણીના જ્યેષ્ઠ પુત્ર યુવરારાજ "પ્રિન્સ ઑફ્ વેલ્સ" ના સમાગમ સમયે તેની યાદગીરી માટે પોતાના માંડવી બંદરમાં વિસ્તીર્ણ સમુદ્રતીરપર બુરજો (ડકકો) બંધાવવાનું કહ્યું હતું. આશરે બે લાખ રૂપીઆ ખરચવાથી બની શકે તેવું તે કામ પણ પોતાની વિદ્યમાનતામાં તેઓ ચલાવી ગયા હતા. કાર્ય પ્રસંગે બહુ લક્ષ (અનેક લાખ રૂપીઆ અને ઘણું ધ્યાન) દેવાની તેઓની ટેવ હતી તેથી લક્ષદ્વયથી વધારે વ્યય કરે તે પણ તેમનામાં આશ્ચર્ય નહીં.

(૧૦૭) અહો, આ ભારતવર્ષમાં કેટલાએક બીજા રાજાઓ બ્રિટિશ સરકારના પ્રભાવથી પોતાનાં રાજ્યની રક્ષા વિષય ભય છોડી, સુરાપાનાદિ દુરાચારોમાં ચિરકાળ પર્યંત પરમ આદર ધરાવનારા બની ગયાછે.

(૧૦૮) પોતાના ક્ષત્રિયકુલને લાયક તેજ દૂર નિરસ્ત કરી (ફેંકી દઇ) મ્હોટા ઉદ્યમોનો લેશ પણ જેમાં નહીં એવી બુદ્ધિવાળા, કેવળ લાકડાના પૂતળા જેવા, રાજ્યાસનો ઉપર બેસાડી દીધેલા તેઓ રાજાઓનું કામ કાંઈ પણ બજાવી શકતા નથી. જેમ હસ્તિશાળાઓમાં લાકડાના મ્હોટા મ્હોટા હાથીઓ બનાવી રાખી મુકયા હોય તે કશા કામમાં આવતા નથી તેમ તે રાજાઓનું બનેછે.

( ૧૦૯ ) અતિ નિર્મળ પોતાનો ક્ષાત્રધર્મ છોડીને પોતાનું ગાત્ર (શરીર) માત્ર પ્રમાદ માટે જેઓ ભેટ કરેછે, તેઓ છુરીથી શાક કેમ સમારી શકાય? એ પણ જાણતા નથી ત્યારે શસ્ત્ર ચલાવી જાણવાની તો તેઓમાં વાત પણ ક્યાંથી હોય?

( ૧૧૦ ) દેવ સૂર્યનારાયણ ક્યાં ઉદય પામેછે ને ક્યાં અસ્ત થાય છે? રાત ક્યાં ચાલી જાયછે ને દિવસ ક્યારે થાય છે? અમારૂં કર્તવ્ય કામ શું છે? અમે વસ્તુગત્યા કોણ છીએ? અને હાલ કેવી રીતે વર્ત્તિએ છીએ? આ સર્વ વાતો સુરા-અફીણ વગેરેથી પરવશ પડેલા તેઓ કાંઈ પણ જાણતા નથી.

( ૧૧૧ ) વેદશાસ્ત્રના વિધિયોને વિશેષ ધિક્કારીને પરાંગનાઓના અંગવ્યતિષંગનેજ( અંગસંગરૂપ વ્યભિચારનેજ ) કલ્યાણરૂપ માનનારા અને પોતાના મનથીજ પંડિત બની પડેલા તેવા લોકો, પોતાના પૂર્વ પુરૂષોને પણ વિચારદુર્બલ (વિચાર કરવામાં અશક્ત) તથા ધર્માન્ધ બુદ્ધિવાળા ગણી તેમ કહેછે.

( ૧૧૨ ) ક્ષત્રિયો જો વૈદિક ધર્મનો ઉદ્ધાર ન કરે, ક્ષત્રિયો જો પ્રાચીન ઉત્તમ વિદ્યાઓને ન ફેલાવે, ક્ષત્રિયો જો આર્યસંમત સન્માર્ગમાં ન વર્ત્તે તો આ આર્ય ભૂમિ વારૂ કોને શરણે જાય?

(૧૧૩ ) હવે એ વાત જેમ હોય તેમ હો; પરંતુ એવા દુર્ગુણો માંહેલો એક પણ દુર્ગુણ શ્રી પ્રાગમલ્લજીમાં ક્ષણમાત્ર પણ સ્થાન પામતો ન હતો. અહો! પ્રશસ્તગુણપાત્રગાત્રવાળા તેઓ, જે કોઈ પોતાને શરણે આવે તેને અવશ્ય આશ્રય આપતા હતા. તથાપિ એક પણ દુર્ગુણને તેઓએ આશ્રય આપ્યો નહીં તેનું શું કારણ હશે!!

( ૧૧૪ ) જાણે શોભાસહિત પતિવ્રતા ધર્મની સંપત્તિજ મૂર્ત્તિમતી હોય, અથવા પૃથ્વીપતિની પ્રીતિ માટે પ્રત્યક્ષરૂપ ધરી ધરણીજ આવી હોય, એવાં 'નાનીબા' નામનાં શ્રી પ્રાગમલ્લજીનાં પટ્ટરાણી પોતાના ગુણગણોથી મહારાવશ્રીનાં અત્યંત પ્રીતિ પાત્ર થયાં હતાં.

( ૧૧૫ ) જેઓ સ્વભાવથી ઘણાં સ્થિર, (વ્યવસ્થિત) ને સ્વધર્મમાં અચલા (કોઇ પણ કાળે ચળે નહીં એવાં) નોકરોની ભૂલથી અપરાધ બની જાય તો તે સમયેસ્વરૂપધારી સાક્ષાત્ ક્ષમા જેવાં, વળી પ્રજા ઉપર માતા જેવું વાત્સલ્ય કરવામાં ધાત્રી (પૃથ્વી તથા ઉપમાતા) એવા ઉત્તમ ગુણોથી પૂજ્યતમ શ્રી નાનીબાને મૂર્ત્તિમતી પૃથ્વી કાં ન કહી શકાય!!

(૧૧૬) પવિત્ર ચિત્તવૃત્તિવાળાં શ્રી નાનીબાએ પોતાના ગર્ભરૂપ ખાણમાંથી નીકળેલું પ્રકાશમાન રત્ન, પૃથ્વીમાં પોતાના પતિની વંશવૃદ્ધિ થવાનું આદિકારણ તથા કચ્છલક્ષ્મીનું જાણે સાક્ષાત્ મૂર્તિમાન્ભાગ્ય, એવા પાટવીકુમાર (શ્રી ખેંગારજી બહાદુર) ને ઉત્પન્ન કર્યા.

(૧૧૭) શ્રી પ્રાગમલ્લજીની કીર્તિના કારણોમાં સારરૂપ કુમાર શ્રીખેંગારજીનો જન્મ સંવત્ ૧૯૨૩ ના શ્રાવણ વદિ ૧૩ ને ગુરૂવારે થયો છે.

(૧૧૮) ઉપર લખેલા માસ વિગેરેમાં તેઓનો જન્મ થવાનું શું આ કારણ હશે કે? શ્રવણ નક્ષત્ર ઉપરથી તે માસનું નામ શ્રાવણ કહેવાય છે તો શ્રવણ કરવા લાયક કીર્તિવાળા તેઓ થશે, આ અભિપ્રાયથી ઈશ્વરે શ્રાવણમાં તેમને જન્મ આપ્યો હશે. ગીતાજી પ્રભૃતિમાં સાક્ષાત્ પુરૂષોત્તમ શ્રીકૃષ્ણે જે ધર્મનો પક્ષ કહ્યો છે તેમાંજ એઓની રૂચિ રહેશે, આ આશયથી કૃષ્ણપક્ષમાં જન્મ મળ્યો હશે. સુજનોની કામના પુરી પાડનાર થવાના માટે કામતિથી ત્રયોદશીમાં અને સદૈવ વિદ્યાભ્યાસ તત્પર થશે અથવા વિદ્યામાં પ્રીતિમાન્ થશે એ માટે દેવગુરૂને દિ-વસે જન્મ આપ્યો હશે.

(૧૧૯) શ્રીનાનીબાથી બીજાપણ કુમાર શ્રીકર્ણસિંહજીનો જન્મ થયો. એ કુમાર કર્ણની પેઠે ઉદાર થશે અને કાનને હિતકારિણી કીર્તિ કરશે એવા અભિપ્રા-યથી શું લોકો એમને કર્ણસિંહ કહે છે!

(૧૨૦) મહારાવશ્રીપ્રાગમલ્લજી જાણે જુદા સ્વરૂપવાળી પોતાની પરાક્રમી બે ભુજા જેવા અને વિનયયુક્ત, બે પુત્રોથી પોતાની શુદ્ધ કીર્તિ, કુળની સ્થિતિ અને પ્રજાનું સુખ થવાનો નિશ્ચય સમજી વારંવાર આનંદ પામતા હતા.

(૧૨૧) ખરેખરા શૂર અને ધીર (બહાદુરશ્રી પ્રાગમલ્લજી) આલોકમાં મરણથી પણ ભય પામ્યા નહિ. એથી તેઓએ પોતાના શરીરમાં રોગનો વધારો ધારતાંજ આર્યબુદ્ધિથી જલદી પોતાના કર્તવ્ય માત્રનો વિચાર કરી, કરવા લાયક આગળનો નિર્બંધ ઉત્તમ કરી લીધો.

(૧૨૨) ભૂમિના પાલક શ્રીપ્રાગમલ્લજીએ પોતે ભૂમિ છોડી જવાની વખતે રા. રા. જશભાઇના પુત્ર મણીભાઈ આ નામને શોભાવનાર સુજનને પોતાના રાજ્યની દીવાન પદવીમાં મનથી નેમ્યા.

(૧૨૩) જેમ બ્રહ્માએ પૃથ્વીમાં ચાર સમુદ્ર સર્વ નદિયોના નિધિ ઠરાવ્યાછે અને જેમ ચાર વેદોને ધર્મ સંપત્તિના નિધિ કર્યા છે, તેમ કાર્ય ચતુર શ્રી પ્રાગમલ્લજીએ પોતાના રાજ્યને લગતા સર્વ યોગ્ય કાર્યોના તપાસનાર ચાર જણા ઠરાવ્યા હતા. (રીજન્સીથી રાજ્યનું કામ ચલાવવા. ૧. રા. રા. વિનાયકરાવ નારાયણ ભાગવત (દીવાન મણીભાઇ જશભાઇ આવે ત્યાંસુધી એકટીંગ) ૨. રા. રા. રાણા જાલમસિંહજી, ૩. રા. રા. માધવલાલ બાપૂજી અને ૪ રવજી હીરાચંદ એ ચાર મેમ્બરો હતા.)

(૧૨૪) સ્વચ્છ કચ્છ દેશમાં સારી નીતિનો વધારો કરી, બ્રિટિશ સરકાર વિગેરેની સાથે પ્રીતિ મેળવી, ચંદ્રમા જેવી ચમકતી નિર્મળ કીર્ત્તિ કરી અને સ્વધર્મનું ધારણ-પોષણ કરી મહારાજાધિરાજ મિરજાં મહારાવ શ્રી પ્રાગમલ્લજી લોકાન્તરમાં ગયા. અહહ ! મોટો ખેદ છે !

(૧૨૫) સમયને અનુસરનાર, પ્રજાનું ભલું કરનાર, સ્વધર્મનું ધારણ-પોષણ કરનાર એવા પોતાના માલીકના વિરહથી પ્રજા ઘણીજ પીડા પામીને અંધ જેવી બની ગઈ હતી પરંતુ, પાછી મળેલી પોતાની બે આંખોની માફક બંને રાજકુમારને સર્વ પ્રજા માનતી હતી.

(૧૨૬) શ્રી પ્રાગમલ્લજીરૂપ મ્હોટી નાવ બૂડી જતાં, તેનો આશ્રય કરનારા લોક દુઃખથી અજ્ઞાનસમુદ્રમાં ડૂબવા લાગ્યા હતા પરંતુ તે વખતે શ્રીખેંગારજીરૂપ નહાની નાવનું[1] દર્શન તેઓને તરવાનો આધાર થયો. અથવા શ્રીપ્રાગમલ્લજીરૂપ સૂર્ય અસ્ત થવાથી સર્વ પ્રજા અંધકાર સમુદ્રમાં બૂડતી હતી પણ તેવામાં શ્રીખેંગારજીરૂપ ચંદ્રમાનું દર્શન તેઓને અંધકારસમુદ્ર તરવાનું સાધન થયું.

(૧૨૭) સંવત્ ૧૯૩૨ ના વર્ષમાં પોસ શુદિ ૭ સોમવારને દિવસે પ્રજાનું પોષણ કરનાર, શુદ્ધ (સાચા) પક્ષમાં નિરંતર પ્રીતિ ધરનાર, મનુષ્યોની દૃષ્ટિને આનંદ દેનાર ચંદ્રરૂપ[2] શ્રીખેંગારજીને ભુજનગરમાં સપ્તાંગ સંપૂર્ણ રાજ્યના અધિપતિ રાજસિંહાસનારૂઢ થયા. (તેઓ પ્રજાના પોષક તેથીજ જાણે પૌષ માસમાં, શુદ્ધ પક્ષમાં આસક્ત તેથી જાણે શુક્લ પક્ષમાં, સાત અંગવાળા રાજ્યના અ-

---

૧ શ્રી ખેંગારજીની ન્હાની અવસ્થા હોવાથી ન્હાની નાવનું દૃષ્ટાંત તે સમયે ઘટે. ૨. ચંદ્રમા પણ ઓષધીદ્વારા પ્રજાનું પોષણ કરેછે, શુદ્ધ પખવાડીયામાં પ્રીતિમાન દેખાય છે અને લોકોની આંખને ઠંડક કરેછે.

ધિપતિ તેથીજ જાણે સપ્તમી તિથિમાં અને ચંદ્રમાની પેઠે આંખને સુખ દેનાર માટેજ જાણે ચંદ્ર (સોમ) વારને દિવસે તેઓનો રાજ્યાભિષેક થયો હશે ! !

(૧૨૮) (શ્રીખેંગારજીનો રાજ્યાભિષેક થયો અને રા. રા. મણીભાઇ જશભાઈ પણ દીવાનગિરિના કામ ઉપર આવ્યા ત્યારે) પ્રથમ શ્રી પ્રાગમલ્લજીના મરણથી થતા દુઃખરૂપ સમુદ્રમાં બૂડેલી પ્રજાના મનમાં શ્રીખેંગારજીરૂપ પોત (બાલક તથા નાવ) ને જોઇને નક્કી ધીરજ આવી. જેમ નાવને ચઢાવેલા સઢ શોભે તેમ શ્રીખેંગારજીને પણ રાજચિન્હ પતાકા શોભે છે. જેમ નાવ ચોતરફ અતિ દૃઢ ગુણ (દોરડાં)થી બાંધેલ હોય છે, તેમ મહારાવશ્રી પણ નિશ્ચલ સૌજન્યાદિ ગુણોથી ચોફેર વીંટાયલા છે. જેમ કર્ણને (સુકાનને) સ્વાધીન રાખી તત્વ સમજનાર કપતાનની સલાહથી નાવ યોગ્ય રસ્તે ચાલે તેમ કર્ણ (કાન) વશ રાખી તત્વ[૧] જાણનાર ઉત્તમ મંત્રી (રાવ બહાદુર મણીભાઇની સલાહથી) મહારાવશ્રી પણ યોગ્ય રસ્તેજ ચાલતા હતા.

(૧૨૯) (તે વખતમાં કચ્છની પ્રજા બાલક શ્રીખેંગારજીને જોઈ પરમેશ્વર પાસે આમ પ્રાર્થના કરતી હતી કે) રાજકુમાર શ્રીખેંગારજી અનેક વિદ્યા શીખી, સદાચરણનેજ સારૂ સમજનાર અને ચોફેર કીર્ત્તિ વધારનાર થઇને, જલદી પોતાના રાજ્યની લગામ સ્વતંત્રતાથી હાથમાં લઇને પહેલા શ્રીખેંગારજીની માફક અમને દુરાચરણથી બચાવો.

(૧૩૦) શ્રીકૃષ્ણ એઓને દીર્ઘ આયુષ્ય આપો. અનાયાસે નિષ્કંટક સંપૂર્ણ લક્ષ્મી આપો, અને ધર્મથી ઉત્કર્ષ પામેલા કચ્છરાજ્યનું પાલન કરી શ્રીખેંગારજી જલદીથી અમારા સર્વ મનોરથ પૂરા પાડો.

(૧૩૧) આવી રીતે ખરા દિલથી તેઓને આશીર્વાદ આપતી કચ્છની પ્રજા જેમ બાલરાજ (બીજના ચંદ્ર) ને જોઈ આનંદ પામે તેમ પોતાના બાલરાજ (બાલક રાજા) ને જોઈ આનંદ પામતી હતી. શુક્લ પક્ષમાં ઉત્તરોત્તર કલાવૃદ્ધિથી વૃદ્ધિ પામનાર, નેત્રને આનંદ દેનાર, કલાના અધિપતિ ન્હાના દ્વિતીયાના ચંદ્રને જોઈ સર્વ પ્રજા વંદન કરે અને આનંદ પામે, તેમજ (મંત્રિવર્યની સલાહથી) નિર્મળ પક્ષમાં રહી ઉત્તરોત્તર વિદ્યા કલાવૃદ્ધિથી વધનાર, પોતાની માલીકીથી

---

૧ જુદા જુદા માણસોથી જુદી જુદી વાત સાંભળી લે, પરંતુ તેમાં ખરૂં અને ખોટું શું છે એ તત્વ પોતાના વિચારથી મંત્રીએ જાણવું જોઇએ.

આનંદ દેનાર, કળા ( ચાતુર્ય ) ના અધિપતિ બાલક રાજાને જોઈ સર્વ કચ્છપ્રજા પ્રણામ કરી આનંદ પામતી હતી.

( ૧૩૨ ) ( શ્રીખેંગારજીને બાલ્યાવસ્થામાંજ પ્રથમ મહારાવ શ્રીપ્રાગમલ્લજીએ અને ત્યારપછી રાજમાતાએ તથા મંત્રિવર્યે વિદ્યાભ્યાસ ચાલુ રખાવ્યો હતો તે યોગ્યજ કર્યું હતું. કારણકે– ) જો કે મણિજટિત ઉત્તમ ઉંચા સિંહાસનપર બેઠા હોય, ચળકતાં ઘણાં ઘરેણાં પહેરતા હોય, સ્વચ્છ સુંદરરૂપ ધરાવનારા હોય, જગતમાં ચોફેર ફેરો મારી આવવામાં શક્તિમાન્ હોય તોપણ લોકોએ કરેલી મિથ્યાસ્તુતિ સાંભળનારા અવિદ્વાન્ રાજાઓ નિર્દોષ વિદ્યાવિના બુદ્ધિમાનોની સભામા શોભી શકતા નથી.

( ૧૩૩ ) નવા લાલરંગથી લોભામણા આકારવાળું કેસૂડાના ફુલનું મુખ દૃષ્ટિને તો પોપટની ચાંચ જેવું મનોહર લાગેજ છે પરંતુ એક અક્ષર પણ ન બોલનાર ( મુંગું) તે ફુલનું મુખ અત્યંત મધુર વાણી બોલનાર શુકવદન (પોપટનીચાંચ) નું કામ કાંઈ કરી શકે? ( વિદ્યાવિહીન રાજાઓ કેસુડાનાફુલની માફક દેખવામાત્રમાં સારા લાગે એટલુંજ. )

( ૧૩૪ ) ઘણે દૂર રહેલી વસ્તુને દેખાડનારૂં નેત્ર વિદ્યાજ છે, શરીરની અંદર તથા બહાર રહેલા અનેક પ્રબલ શત્રૂને કાપી શકનારૂં એક શસ્ત્ર પણ વિદ્યાજ છે, સર્વ અર્થને સિદ્ધ કરી શકે એવું અને જેમાં કોઇ જાતનું ભય કે કોઈનો ભાગ લાગે નહીં એવું અખૂટ વિત્ત પણ વિદ્યાજ છે. સંપત્તિ-વિપત્તિમાં સાથે રહેનાર સાચો પ્રેમ ધરાવનાર બંધુ પણ વિદ્યાજ છે.

( ૧૩૫ )વિદ્યા એ નીતિને, વિનયને, ગર્વ રહિત સારી સંપત્તિઓના ચય (સમૂહ ) ને, શત્રુ વિગેરેના ભયરહિત નિયમથી થનાર ઉદયને, શત્રુવિજયને અને રસમય સર્વ સમયને ઉત્પન્ન કરેછે. માટે પૃથ્વીપતિનું અત્યંત હિતકારી વિદ્યાથી બીજું શું હોય?

( ૧૩૬ ) મ્હોટી નાવથી તરી શકાય એવા અગાધ જળવાળા સમુદ્રને જો મનુષ્ય ઘાસની બનાવેલી જૂની ન્હાની હોડીમાં બેશી તરત તરી જાય તોજ વિદ્યાથી રહિત અને નીતિને ન જાણનાર રાજાને શરણે રહેલી પ્રજા સુખી તથા વિપત્તિકાળમાં વિઘ્ન રહિત થાય.

( ૧૩૭ ) આ સર્વ વાત ખૂબ વિચારીને મહારાવ શ્રીપ્રાગમલ્લજીએ પોતાના કુળને નિષ્કલંક અને સદ્‌ગુણોથી અરહિત કરવા માટે અતિ બાલ્યાવસ્થામાં પણ પોતાના પુત્રને વિદ્યાભ્યાસમાં લગાડયા.

( ૧૩૮ ) પ્રથમ ચાર વરસની અવસ્થામાંજ પિતાએ, અને તેઓ સ્વર્ગવાસી થયા પછી માતાએ તથા ઉત્તમ મંત્રીએ બુદ્ધિરૂપ દ્રવ્ય મેળવવા માટે વિદ્યાભ્યાસમાં જોડેલા શ્રીખેંગારજી પોતાના નાનાભાઈસહિત સારો અભ્યાસ કરતા હતા.

( ૧૩૯ ) અંગ્રેજી ભાષા લખવા વાચવામાં કુશલતા તથા સારી શૈલી, ગણિતવિદ્યામાં નિપુણતા અને પવિત્ર રાજનીતિ, કુશના અગ્ર જેવી તીક્ષ્ણ બુદ્ધિવાળા શ્રીખેંગારજીએ અભ્યાસથી સંપાદન કરી.

( ૧૪૦ ) જે જે વિદ્યા અથવા ધર્મ-નીતિ-વિનયમાં રાજાઓનું મન સારી રીતે પેસે એટલે રાજાઓના મનમાં જે જે વિદ્યા વિગેરે ઠસે તે તે સર્વ આખા દેશમાં અનાયાસે પસરેજ. જેમ વૃક્ષના મૂળમાં સીંચેલું સલિલ, તેની શાખા વિગેરેમાં પોતાની મેળે ફેલાય તેમ. આવી રીતની લોકોપકારક મતિ મહારાવશ્રીના વિદ્યાગુરૂ ઉત્તમ વિદ્વાન્ છોટાલાલે ધારી.

( ૧૪૧ ) રાજાઓને વિદ્યાઓનો અભ્યાસ પ્રજાની વારંવાર ઘણા કલ્યાણોની સમૃદ્ધિનું કારણ થાયછે, આમ જાણીને ધીર બુદ્ધિવાળા વિદ્યાગુરૂ છોટાલાલ ભાઇએ અનેક યત્નો કરીને તેઓને વિદ્યાઓનો અભ્યાસ કરાવ્યો.

(૧૪૨) વિદ્યાસંપત્તિ મેળવ્યા પછી સદા ઉદ્યોગી શ્રીખેંગારજીના મનમાં તુરત એવો વિચાર આવ્યો કે મારી નિર્દોષ વિદ્યાનો પ્રકાશ દેશાટણ કરવાથી થશે.

( ૧૪૩ ) કવિઓએ ચાતુર્યનાં મૂળકારણ પાંચ કહ્યા છે તેમાં દેશાટણ ચાતુર્યનું પ્રથમ મૂળ છે, અને રાજાઓને રાજ્યચાતુર્ય શીખી લેવામાં તો તે મુખ્યજ કારણ છે; આમ બુદ્ધિથી નિશ્ચય કરી શ્રીખેંગારજીએ પોતાની માતાના ચરણમાં પ્રણામ કરી દેશાટણની આજ્ઞા માગી.

( ૧૪૪ ) ( આ વાત સાંભળીને ) પ્રેમનાં અશ્રુ આવવાથી રાજમાતાનો કંઠ રૂંધાયો, તોપણ જોર કરી કષ્ટે મુખમાંથી કાઢેલા અક્ષરોથી કહેલા પરમહિતરૂપ અને મહિત (સત્કાર લાયક) માતાનાં વચનો તથા તેના સવ્ય આશીર્વાદો પુષ્પમાળાની માફક મસ્તકપર ધારણ કરી અનેક દેશો જોવાની ઇચ્છાથી મહારાવશ્રી મુસાફરી કરવા ( સંવત્ ૧૯૩૮ માં ) નીકળ્યા.

( ૧૪૫ ) મહારાવશ્રી મહાબળેશ્વરમાં મુંબઇના ગવર્નરને મળીને તેઓનાથી મ્હોટું માન પામ્યા. ફરી ત્યાંથી કીર્ત્તિનો વિસ્તાર કરતાં અને અનેક દેશો જોતાં જોતાં સીમલે ગયા.

( ૧૪૬ ) ત્યાં વૉઈસરૉય પાસે માન પામીને તથા પોતાના જનોને ઘણા પ્રિય લાગે એવા ગવર્નરજનરલ ( નામદાર લૉર્ડ રીપન ) નો પોતાને વિષે સારો અભિપ્રાય મેળવીને મહારાવશ્રી મનમાં ઘણા ખુશી થયા અને અનેક પર્વત અરણ્ય વિગેરેમાં ઈશ્વરનાં કૃતિચાતુર્ય જોઈજોઇને હૃદયમાં પ્રસન્ન થતાં તેઓ ફરીને પોતાને શેહેર આવ્યા.

( ૧૪૭ ) શેહેરમાં પહોંચ્યાની પહેલાં ચારદિવસ અગાડી, લોકોપયોગી નીતિમાં ચતુર પોતાની માતા સ્વર્ગમાં ગયાં. આ વાત સાંભળતાં શ્રીખેંગારજીના મનમાં ઘણોજ ખેદ થયો. પરન્તુ પાછળથી આવેલા નીતિના નિધિરૂપ દીવાન મણીભાઇ સાહેબે તેઓને સમજાવીને સંતુષ્ટ કીધા.

( ૧૪૮ ) "ઇંદ્રિયજયમાટે રાજાઓએ તો ગૃહસ્થાશ્રમજ રાખવો જોઇએ." જે રાજા પોતાના ઇંદ્રિયસમૂહને જીતી વશકરે તેજ નિરન્તર ઉદય પામે. જુઓ, ચંદ્ર પણ રાજા કહેવાયછે, પરન્તુ તેણે ઇંદ્રિયજય ન કર્યો તેથી પંદર પંદર દિવસે વારંવાર તેને ક્ષય ભોગવવો પડેછે. નીતિ પ્રમાણે વર્ત્તતાં અનાયાસે દુષ્ટ ઇંદ્રિયોનો જય સિદ્ધ કરી આપનારો ગૃહસ્થાશ્રમજ રાજાઓને મુખ્ય છે.

( ૧૪૯–૧૫૦ ) જેની પ્રવૃત્તિ નિયમમાં આવી નથી એવા, શરીરની અંદર નિવાસ કરનાર, મ્હોટા મ્હોટા અનર્થોની પરંપરાના મૂળ કારણ, બળાત્કારથી ખેંચી કોઈ વખતે મ્હોટા ખાડામાં નાંખી દેનારા, પોતાના દુષ્ટ ઇંદ્રિયરૂપ ઘોડાઓને પણ જે રાજા જીતી વશ કરી શકે નહીં—તે રાજા શરીરથી બહાર, દૂર દૂર રહેલા અને જોરાવર શત્રુઓને કેમ જીતી શકે ? તથા પોતાના ચાકરોને પણ કેમ વશ રાખી શકે ? જ્યારે ઇંદ્રિયો કે ચાકરો કોઇ વશ નહીં હોય ત્યારે અત્યંત પરવશ પડેલા તે પોતાનાઓનું પાલણ પણ કેમ કરી શકે ? તેના રાજ્યની તથા દેશની ઉન્નતિ થવાનો તો સંભવજ શો ?

( ૧૫૧ ) રાજાઓએ ઉત્તમ, શુદ્ધ કુળમાં ઉત્પન્ન થયેલી, સુંદર લક્ષણવાળી, અને જેનાથી પોતાના નેત્ર તથા મનને આનન્દ થાય તેવી સ્ત્રીઓ પરણવી, પોતાનું કુળ શુદ્ધ રહેવા માટે સર્વદા સર્વ પ્રકારે તે સ્ત્રીઓનું રક્ષણ કરવું અને પોતાની પ્રજામાંના સ્ત્રી-પુરૂષમાત્રને પુત્રી-પુત્ર જેવા ગણવાં.

(૧૫૨) "શ્રીભાગવત તૃતીયસ્કંધમાં" કશ્યપ ઋષિયે પોતે પોતાની સ્ત્રી દિતિ પ્રતિ આ વાત કહેલી છે કે "બીજા આશ્રમમાં રહેલા લોકોથી ઘણા શ્રમે કરીને જીતી શકાય એવા ઇંદ્રિય નામના લૂંટારા શત્રુઓને ગૃહસ્થાશ્રમરૂપી કીલ્લામાં બંદોબસ્ત કરી રહેલો માણસ એકદમ જીતી શકે.

(૧૫૩) આ પ્રકારની ધર્મબુદ્ધિનો સાર ગ્રહણ કરીને પ્રધાન મણીભાઇએ મહારાવશ્રીનું વય વિવાહ યોગ્ય જોઈ તેઓના યશની, સ્વધર્મવૃત્તિની અને શુદ્ધ વંશની વૃદ્ધિ કરવા માટે યોગ્ય તથા વિધિ અનુસારો વિવાહસમારંભ કર્યો.

(૧૫૪) રાજા પોતાની રાજ્યસંપત્તિ તથા ઘણાં શાસ્ત્રોના અભ્યાસથી થએલી ધારણાવાળી બુદ્ધિ, એ બંન્નેને પરણે તો સુખી થાય. આ વિચાર કરીને તેવી સૂચના માટેજ મહારાવશ્રીનો વિવાહ સુંદર બે રાણીઓની સાથે મણિભાઈ સાહેબે કર્યો હશે કે શું!!

(૧૫૫) કચ્છભૂમિના પતિ શ્રીખેંગારજી પોતાના સ્વાભાવિક સદ્‌ગુણોથી સભાર્ય (સભાંઓમાં આર્ય એટલે ઉત્તમ) તો પ્રથમજ હતા, તથાપિ, દેવમંત્રી (બૃહસ્પતિ) જેવા રાવબહાદુર મણિભાઈએ મંત્રવિધાનથી (યોગ્ય વિચાર કરવાથી તથા વેદ પુરાણમાં રહેલા મંત્રોના વિધાનથી) મહારાવશ્રીને ફરીથી સભાર્ય (ભાર્યા એટલે પરણેલી સ્ત્રી તે સહિત) કર્યા.

(૧૫૬) (રાજકાર્યોમાં નિપુણ) મણિભાઇએ વિવાહમહોત્સવમાં સર્વ કામનાઓની વૃષ્ટિઓ કરવાથી યાચકોને અને ઘણા સત્કારોથી ભાયાતોને તેમજ નોકરવર્ગ તથા આશ્રિતવર્ગને તેવાં તેવાં યોગ્ય દાનમાનથી સંતુષ્ટ કર્યા.

(૧૫૭) સુરસાર્થરૂચિ (સુંદર રસયુક્ત અર્થોમાં રૂચિવાળા) કવિયોને તથા સુરસાર્થ રૂચિ (દેવસમૂહ જેવી કાંતિવાળા) પંડિતોને મણિભાઇએ પ્રસન્ન કર્યા. સારી રીતે ઉદારતાથી અને પોતાના રાજાને વિષે આસક્ત અને આનંદયુક્ત પોતાની બુદ્ધિથી સર્વ શુભકાર્ય તેઓએ કર્યું.

(૧૫૮) સમુદ્ર ચોતરફથી નદિયોના જળો પોતામાં મેળવેછે તેમ રાજા પણ પોતાની સત્તાના મુલકોમાં ચોતરફથી પુષ્કળ ધન મેળવેછે; પરંતુ સમુદ્ર સમય ઉપર સર્વપ્રજાની સુખસંપત્તિ માટે ઘનને (મેઘને) જેટલું જળ આપે તેટલુંજ તેનું અમૃત (મિષ્ટ) થાય, તેમ રાજા પણ સમય ઉપર પોતાની સર્વ પ્રજાનું ભલું કરવા ધન (ઘણા લોકો) ને જે કાંઇ દ્રવ્ય આપે તેજ અમૃત (અખંડ યશ દેનારૂં) થાય.

( ૧૫૯ ) રાજ્યાભિષેક વખતે પરણી લીધેલી રાજલક્ષ્મીનો આણું વળી ફરિથી આવવાનો આ સમય છે એમ હું માનુંછું; કારણકે પોતાનાં સર્વ અંગોમાં સુંદરતા ધરાવનારી એ રાજસંપત્તિનો સુખથી સદા ઉપભોગ કરવામાં માલીકને સ્વતંત્રતા આ સમયમાં મળીછે.

( ૧૬૦ ) (રાજસંપત્તિના દ્વિરાગમનનો એટલે આણુંવળી આવવાનો આ ઉત્સવ ચાલ્યો હતો તેથીજ ) એ ઉત્સવમાં ઘણું કરીને અખંડમાંગલિક ગાયનો ગવાતાં હતાં, સ્ત્રીઓ સહિત પુરૂષો વસ્ત્ર આભરણ વિગેરેથી સુશોભિત દીસતા હતા, તેવો સુંદર વાજાંનો સમૂહ આગળ વાગતો હતો અને નક્કી હર્ષયુક્ત થયેલાં મનુષ્યોમાં કેટલાએક ભાગોને યથાયોગ્ય તે દિવસે જમાડયા હતા.

( ૧૬૧ ) ભુજ નામની મોટી નગરી ઉત્સવમાં સુંદર માળા, ધરેણાં, વસ્ત્ર વગેરેથી અલંકૃત થઈ, ધ્વજાના વાંસરૂપ પોતાની ભુજા લાંબી કરીને તે ઉપર રહેલ પવનથી ચંચળ વસ્ત્રરૂપ હથેળીની સમસ્યાથી આ ઉત્સવનો લાભ લેવા દેવતાઓને પણ બોલાવે છે કે શું?

( ૧૬૨ ) તે સમયમાં જડ રસ્તાઓ પણ સારી રીતે સાફ કરેલા, નવા પ્રેમ જેવું જળ છાંટવાથી ભીના અને નીરજસ્ક (જેમાં જરા પણ રજ ઉડે નહીં એવા) થયા હતા ત્યારે ચેતન મનુષ્યોની બુદ્ધિઓ રસ્તાની માફક સારી રીતે સ્વચ્છ પ્રેમરૂપ જળના છંટકાવથી ભીની અને નીરજસ્ક (રજો ગુણ રહિત) થઈ હતી.

( ૧૬૩ ) તે દિવસે આખા શહેરમાં પ્રત્યેક આંગણાંમાં, પ્રત્યેક ઘરમાં, પ્રત્યેક ચૌટામાં, પ્રત્યેક બજારોમાં, પ્રત્યેક રસ્તાઓમાં તથા કીલ્લાના પ્રત્યેક દરવાજાઓમાં દીપક, ધ્વજા, પુષ્પ, પલ્લવ, તોરણ વગેરે યથાયોગ્ય વસ્તુઓથી મોટો ઉત્સવ થયો હતો અને તેમજ આખા દેશમાં પ્રત્યેક મ્હોટા શેહેરોમાં તે ઉત્સવ થયો હતો.

( ૧૬૪ ) હાથીઓથી તથા ઘોડાઓની પંક્તિઓથી સાંકડું અને તરેહ તરેહના કવચ ધારણ કરનાર, વિકટ, ઘણા શિપાઈઓવાળું તૈયાર થઈ તે દિવસે ઉભેલું દરબારી લશ્કર જોઇને ચોર વિગેરે રાજવિરૂદ્ધ લોકો ચિત્તમાં ચંચળ પીપળાનાં પાંદડાંની પેઠે કાંપવા લાગી ગયા. (આવા સમયોમાં સર્વ સેના સારી સાજીને દેખાડવામાં આવેછે તેનું આ પણ એક મુખ્ય પ્રયોજન હોયછે કેરા જવિરોધિ લોકોના મનમાં આનાયાસે મ્હોટો ભય ઉત્પન્ન થાય.)

(૧૬૫) પુરીરૂપ વનિતાએ દીપકોની પંક્તિના મિશથી લોકોના ચિત્તને ચોરનારી કોઇ કાંચનની માળા કે પરવાળાની માળા પહેરી હતી.

(૧૬૬) પોતાના રાજા ઉપર સ્વાભાવિક અનન્યભક્તિવાળી કચ્છપ્રજાના મનમાં આજ દિવસ સુધી દરબારની અસ્વતંત્રતા હોવાથી પરિતાપ હતો. આજ પોતાના રાજાનો આ ઉદય થયો ત્યારે તે પરિતાપજાળ લોકોના મનમાંથી નીકળી ગઇ તેજ દીપકરૂપ બની બહાર દેખાતી હતી કે શું?

(૧૬૭) મહારાવશ્રીના ઉગ્રપ્રતાપરૂપ સૂર્યની આગળ સાચા સૂર્યે જુદી જુદી પોતાની કાન્તિરૂપ જાણે દિવ્ય ભેટ અર્પણ કરેલી હોય એવા, અથવા રાજાના પૂર્વ પુરૂષોના પુરાતન પુણ્ય જેવા દીવાઓ તે નગરમાં છજ્જાં વિગેરેની પાસે મુકેલા શોભતા હતા.

(૧૬૮) પ્રયાગમલ્લજી સ્વર્ગવાસી થયા પછી સર્વ પ્રજાના કાન ઘણા સમયથી તરષ્યા હતા, એવા કાનોના સમૂહથી પીવાલાયક મહારાવશ્રીની મધુરવાણીરૂપ સુધા એ દિવસે (સાંજના ૪ વાગા પછી તંબૂમાં) પાન કરીને ચિત્તમાં પક્કો વિશ્વાસ બેસવાથી સર્વ કચ્છપ્રજા ઘણો હર્ષ પામવા લાગી.

(૧૬૯) અહો રાજન્! મહારાજાધિરાજ મિરજાં મહારાવશ્રી ખેંગારજી બહાદૂર! અનેક પ્રકારના અય (શુભ કરનાર વિધિ) તથા આય (લાભો)ની સિદ્ધિ માટે નમ્રતાપૂર્વક મ્હોટું માન આપી અને લક્ષ્મીપતિ શ્રીકૃષ્ણ ચંદ્રના ચરણમાં પોતાનું મસ્તક મૂકી અનેક ગુણોના લાભોવાળા આપશ્રીને હાથ જોડી આપની પ્રજા પ્રાર્થના કરેછે.

(૧૭૦) અહો દયાના નિવાસગૃહરૂપ! અમને પ્રકર્ષે પાળો; અજ્ઞાનથી બાલક જેવા અમો છીએ પરંતુ જેમ માત--પિતા પ્રયત્ન કરી બાલકોને ધર્મમાં ચલાવે તેમ અમોને સદ્ધર્મમાં નિરન્તર ચલાવો; પાપપૂરથી દૂર રાખો; અમારા દુઃખોનું ભંજન કરો; મનનું રંજન કરો અને જે કોઈ માણસ આપ તથા આપની પ્રજા સાથે અનુકૂલ ન વર્ત્તે તેને જીતી સ્વાધીન કરો.

(૧૭૧) આ પૃથ્વી વીયાએલી ગાય જેવી નીતિનિપુણોએ માનેલી છે; સર્વ પ્રજા એ વત્સ છે; સર્વ પ્રકારે પાલન-પોષણ કરવાને સમર્થ વૈભવવાન્ આપ એ ગાયના માલીક છો; માટે જેમ ઘાસ વિગેરેથી તેનું પોષણ થાય તેમ ઘાસ (ગ્રાસ વિગેરે-

થી) આ પૃથ્વીનું પ્રથમ પોષણ કરીને કોઈની નજર ન લાગે તેમ દ્રવ્યરૂપ સાર દોહીને વત્સ માટે યોગ્ય ભાગ અવશ્ય બાકી રાખીને, બાકી દ્રવ્યરૂપ પયનો સુખે ઉપયોગ કરો.

(૧૭૨) પોતાનો દેશ એજ એક ભૂમિપતિનો બાગ છે. તેમાં રાજા પુષ્પ-ફળ આપનાર ઉત્તમ વર્ણરૂપ સારા વૃક્ષો રોપે, તેને પાળી પોષી મ્હોટાં કરે અને તેઓનાં રક્ષણ માટે ચોતરફ બહારના ભાગમાં હલકા વર્ણરૂપ કાંટાનાં ઝાડો પણ રોપી રાખે. આમ વર્ત્તવાથી નિર્મળ ફળતણી સંપત્તિ ધણીનેજ ઘણી મળે.

(૧૭૩) પોતાની પ્રજાને વૃક્ષો જેવી જાણી દયાદૃષ્ટિથી, પ્રેમજળવૃષ્ટિથી સીંચી, તેમાં થતાં પુષ્પો વીંણી લ્યો અને ફળોનો ઉપભોગ કરો. પણ પ્રજાના મૂળ-ભૂત ધર્મ અને ધનને મેહેરબાની ભરેલી નજરથી બચાવો. જો વૃક્ષોનું મૂળ જતું રહે તો પછી ફળ-પુષ્પની કથા પણ વૃથા.

(૧૭૪) શુદ્ધ મનથી પ્રીતિ અને નીતિથી પોષણ પમાડેલી પ્રજાજ રાજાઓ-ની સંપૂર્ણ રસાયણસિદ્ધિ (કીમિયા) ની વિદ્યા છે. કીમિયો મ્હોટી મહેનતે કાંઈક ફળ આપે અને પ્રજા તો જે જે પદાર્થની રાજા ઇચ્છા કરે તે તે સર્વ પદાર્થ તરત તેવા આપી શકેછે, જેવા સાક્ષાત્ ચિન્તામણીથી પણ આપી શકાય નહીં.

(૧૭૫) અહો મહારાજ ! અહીં (કચ્છમાં) આ સર્વ પ્રજા હાલ આપના ખોળામાં પોતાનું મસ્તક મૂકી ભય-કંપ દૂર કરી, ચિન્તા છોડી, સુખથી સુએ છે. હવે તે પ્રજા ઉપર આપ જો ઉપેક્ષા રાખો એટલે લક્ષ ન આપો તો કેવળ આપના કુળ ઉપરજ પરંપરાથી પૂર્ણ પ્રીતિપાળનારી પ્રજા બીજા કોને શરણે જાય ?

(૧૭૬) આપનાં ઉત્તમ લક્ષણો જોઈ અત્યંત હર્ષ પામેલા અને ક્ષણ પ્રતિ-ક્ષણ વધારે આશા બાંધનારા અમે આપના ગુણોથી થયેલા ગર્વથી કેટલાએક બીજા રાજાઓમાં પ્રીતિવાળી પ્રજાને હશિયે છીએ. "કેટલાએક રાજાઓના દુર્ગુણો જોઇ અમો જેવી રીતે હશિયે છીએ તે સર્વ આજ આપની આગળ નિવેદન કરીએ છીએ.

(૧૭૭) અક્ષ એટલે પાસાઓ રમવામાં 'દક્ષ' પણ ધર્મ પક્ષમાં 'દક્ષ' નહીં, 'સુર' એટલે દેવતાઓને તજે, પણ સુરા (મદિરા) ને ભજે, વિચાર છોડે પણ વ્યભિચાર ન છોડે, આવા કેટલાએક ભૂપાળો ભૂમિમાં ભારરૂપ ભાસે છે.

(૧૭૮) પોતાની પ્રજાને ધર્મની પુત્રિ ન જાણતાં ઇચ્છાપ્રમાણે બળાત્કારથી જે રાજાઓ પરસ્ત્રીનો પ્રસંગ રાખેછે તે પોતાના પાતકપૂરથી જરૂર જનાનામાં પણ

નાના પ્રકારના અધર્મ ઉત્પન્ન કરાવે છે. આવાં કર્મો કરવા-કરાવવાથી પોતાના વંશનો પણ વિનાશ[1] તેઓ કરેછે.

(૧૭૯) કેટલાએક રાજાઓ વારંવાર ઘણા મદ્યોના પાનથી મત્ત થયેલા પ્રજા પાસેથી મેળવેલા પૈસામાંથી મ્હોટી મ્હોટી રકમો એકદમ વેશ્યાઓને આપનારા, કામપીડાથી ક્રીડામૃગ બનેલા તેઓ (વેશ્યાઓ) જેમ રમાડે તેમ રમે છે.

(૧૮૦) પણ્યસ્ત્રીઓ એ (જે જ્યાં સુધી પૈસા આપે ત્યાં સુધીજ તેની સ્ત્રી થઇ રહેલી વેશ્યાઓ એ) નિરન્તર જીતી લીધેલા અને તેઓએ કરેલાં અનેક અમર્યાદ અપમાન ભોગવનારા, જગતમાં પોતાનાં માનનો વધારો શી રીતે કરે ? જેઓ મદ્યથી મત્ત થયેલા પોતાના શરીર ઉપર કે વસ્ત્ર ઉપર ઈશ્વરદત્ત સત્તા કાંઈ પણ ચલાવી શકતા નથી તો આખા દેશ ઉપર સત્તા ચલાવવાનું ઘણું મુશ્કેલ કામ તેઓ ક્યાંથી કરી શકે ?

(૧૮૧) વારંવાર સેવેલો જુગાર, સુરા—મદ્યનું પાન, નિષ્કારણ ક્રૂર મૃગયા, આ ત્રણે મ્હોટાં વ્યસનો કહેવાય છે. માટે એ માંહેલું કોઈ પણ વ્યસન રાજાઓને છાજે નહીં. કામંદક પોતાના નીતિગ્રંથમાં લખેછે કે જુગારથી[2] નલ-યુધિષ્ઠિરને, મદ્યપાનથી યાદવકુળને અને મૃગયાથી પાંડુ રાજાને જે વિપત્તિયો પડીછે તે પ્રસિદ્ધ છે.

(૧૮૨) આર્યલોકોને ધર્મ ને નીતિ સમજવામાં મુખ્યપ્રમાણ વેદ છે તેમ મનુ, યાજ્ઞવલ્ક્ય, વ્યાસ વિગેરેની સ્મૃતિયો તથા પુરાણો એ સર્વ ધર્માદિ સમજવાનાં પ્રમાણો છે. પરન્તુ હાલ કાળના કેટલાએક રાજાઓ ધર્મ અને નીતિ જાણવાને પણ તે પ્રમાણોનું શ્રવણ કરતા નથી અને તે પ્રમાણોને કોઈ રીતનું ઉત્તેજન પણ આપતા નથી.

(૧૮૩) પોતાની વેદાદિ વિદ્યાઓ, સ્વધર્મ, પોતાનો દેશ, નિર્મળ પોતાનું ક્ષત્રિય કુળ, એ સર્વ વિષયોમાંથી એકમાં જેઓને અભિમાનનો લેશ પણ નથી અને તેતે વિષયનું તત્વ શું છે? આ વિચાર કોઇ પણ સમગ્રે જેઓએ કર્યો નથી તેઓ પરકીય જનો આગળ તથા શત્રુઓ આગળ ન તત્વ (તેઓનું તત્વ પામી ન શકે) પણ તેઓની આગળ નતત્વ (નમ્રપણુંજ) પામે.

---

૧ તેવાં કર્મોથી ઘણું કરીને વંશજ ન ચાલે. કદાચિત્ વંશ નષ્ટ ન થાય તો ઉત્તરોત્તર પ્રજા વધારે દુષ્ટ થતી જાય.

२. मृगयाऽक्षास्तथा पानं गर्हितानि महीभुजाम् । दृष्टास्तेभ्यस्तु विपदः पाण्डुनैषधवृष्णिषु ॥

(૧૮૪) (એવા રાજાઓની પ્રજાને વળી આ પણ હાસ્યપ્રસંગમાં કહીએ છીએ કે) તમારા રાજાઓએ ભારતવર્ષની સારી ઉન્નતિ હાથે કરી ખોઈ દીધી. પોતાના દેશમાં થતી ઉત્તમ વસ્તુની વધારે ખરીદી અને તેવી વસ્તુઓ બીજા દેશમાં મોકલાવી તેનો ફેલાવ કરવાથી પોતાના દેશની ઉન્નતિ રાજાઓએ કરવી જોઈએ.

(૧૮૫) (તમે કદી કહેશો કે) આ કળિકાળ છે તે અનુકૂલ નથી એમાં રાજા શું કરે ? તો આ સમજણ વ્યર્થજ છે. કારણકે કાળનું કારણ રાજાજ છે આમ શાન્તિપર્વમાં ભીષ્મે કહ્યું છે.

“कालो वा कारणं राज्ञो राजा वा कालकारणं ।
इति ते संशयोमाभूद्राजा कालस्य कारणं ॥”

(૧૮૬) આમ કેટલાએક માજા છોડી તાજા રહેલા બીજા રાજાઓમાં અસંતોષ દાયક દોષ દેખાય છે તેથી અમે તો સ્વચ્છ કચ્છમાં વિરાજનાર અમારા દરબાર પહેલા શ્રીખેંગારજી જેવા ગુણો ધરાવનાર, હાલના મહારાવ શ્રીખેંગારજીનીજ યથાર્થ સ્તુતિ કરિયે છીએ.

(૧૮૭) (આપના સદ્ગુણોના જોરથી અમો ખાલી બડાઇ મારનારનાં મુખો બંધ કરીયે છિયે) અને ઈશ્વિર પાસે માંગીએ છીએ કે ચારભુજાધારી શ્રીમુરારિ પોતાની ચાર ભુજાથી ધર્માદિ ચારે પુરૂષાર્થ આપના સિદ્ધ કરો. અપરિમિત ધનો અને દીર્ઘ આયુષ્ય આપને આપો. પોતાના પૂર્વપુરૂષોએ પરિપાલિત સત્યને અનુસરી આપ સુખી રહી ચોતરફથી સર્વદા અમારૂં સંરક્ષણ કરો.

(૧૮૮) રાજા, આ એક ખરેખરૂં અલૌકિક દૈવત (દેવતા) છે, રાજા, એ સર્વ અર્થોની સિદ્ધિનું મૂળ છે માટે રાજાને અનુકૂલ કોણ ન વર્તે?

(૧૮૯) પોતે પાળેલી પૃથ્વીમાં ઉત્પન્ન થયેલા પદાર્થોમાંથી રાજભાગ અહિં નીતિને અનુસરી જેમ આપ સ્વીકારોછો તેમ, અહો સારી રીતે રક્ષા કરનાર! આપની પ્રજા જે સદ્ધર્માચરણ કરે તેનો પણ છઠ્ઠો ભાગ ધર્મથી તેની રક્ષા કરી આપ મેળવો.

(૧૯૦) આપના ન્હાના ભાઈ કુમારશ્રી કર્ણસિંહજી અને આપના શરીરમાં રહેલ કર્ણ (કાન) એ સમાન છે. કારણ કે એ બંને સદ્ધર્મ અને સદ્વિદ્યાનું શ્રવણ કરવામાં સદા સારી રીતે ઉત્સુક છે ને સાંભળ્યા પછી પણ આ સત્ય અને આ

અસત્ય એમ વિભાગ પાડી શકે છે, મણિ મુક્તાફળ વિગેરેથી શોભે છે અને ઘણે દૂરની વાતો પણ જાણી શકે છે.

(૧૯૧) અહીં રાજ્યનાં સાત અંગો શાસ્ત્રમાં કહ્યાં છે. તે રાજલક્ષ્મીનાં સાત* અંગોમાં બુદ્ધિમાન્ સારો મંત્રિ એ દ્વિતીય (બીજું) અંગ છે, પણ ખરૂં જોતાં તે અદ્વિતીય (અનુપમ) અંગછે. તેથીજ પંડિતો એજ અંગને પ્રધાન એવું નામ આપે છે.

(૧૯૨) જે પ્રધાન કેવળ રાજામાંજ ભક્તિ ધરાવે તેને પ્રજા પોતાનો હિતકારી ન ગણે, ને જે પ્રજાનોજ અર્થ સારે તે રાજાનો હિતકારી ન થાય. શાસ્ત્રમાં કહેલી નીતિના બળથી રાજા અને પ્રજા ઉભયનો ચોતરફથી ઉદય કરવામાં ઉદ્યુક્ત રાવબહાદુર મણિભાઇ નામના આપના પ્રધાન પ્રકાશમાન થાયછે.

(૧૯૩) આ લોકમાં દ્રવ્ય વિગેરે પોતાના મતલબનાજ લોભી કેટલાએક પ્રધાનો, રાજાઓના મનમાં કદી ગમે તેવા વિચારો આવે તો પણ તેને 'હાજી હા' કરી કબુલે છે. પરંતુ આ આપના પ્રધાનતો કાર્યમાત્રનો પરિણામ દીર્ઘદૃષ્ટિથી વિચારી પર્યવસાનમાં થનારા હિત અને અહિતનું વિવેચન કરી સર્વ કાર્યો ચલાવેછે.

(૧૯૪) ખજાના, દેશ, ભાયાતો, સર્વદા રાજ્યનું શુભ ઇચ્છનાર મંડળ અને સેના એ સર્વના સમય સમયમાં યોગ્ય ઉપયોગો પોતાની બુદ્ધિથી નક્કી નિર્ધારી પ્રધાને તેતે સંબંધી ઉત્તમ કામ આરંભવું જોઇએ, તેજ પ્રમાણે એઓ (રા. રા. મણીભાઈ) કરેછે.

(૧૯૫) જુદી જુદી વિદ્યાવાળા લોકોને, દ્રવ્યપાત્ર મ્હોટા વ્યાપારિયોને, રાજ્યનું ભલું ઇચ્છનાર ભાયાત વિગેરેને અને ન્હાના મ્હોટા ચાકરોને યથાયોગ્ય સત્કાર કરીને અહીં રાજ્યોપયોગી જુદાં જુદાં લાયક કામોમાં મણિભાઈ તે સર્વેને લગાડેછે. અને દરબારના હિત માટે સર્વદા જય મેળવતા રહેછે વાસ્તે એ નરરત્નનું મણિભાઇ એવું નામ મનુષ્યો કહેછે તે યોગ્યજ છે.

(૧૯૬) રાજાઓમાં ભક્તિ (શ્રદ્ધા) અને અંતઃકરણ પૂર્વક આસક્તિ ધરાવ-

---

* स्वाम्यमात्यश्च राष्ट्रञ्च दुर्गं कोषो बलं सुहृत् ।

અર્થ—રાજા, પ્રધાન, દેશ, કીલ્લો, ખજાનો, સેના અને રાજ્યનું હિત ચાહનાર ભાયાત વિગેરે મંડળ.

નાર, સમયને બરાબર અનુસરી તારતમ્યથી ઓછું વધતું દાનમાનાદિ કરનાર, પોતાનું માન જાળવનાર, પ્રજાનું પણ ખરૂં હિત કરનાર, લોકનીતિ-રાજનીતિ વિગેરે નીતિયોના નિધિ તે રા. રા. મણિભાઇ જશભાઈ પોતાના માલીકને ધર્મ, અર્થ અને સારી કીર્ત્તિ વધારે મેળવી આપવામાં સમર્થ છે.

( ૧૯૭ ) અહો મહારાવ શ્રીખેંગારજી! આપના ગુણોમાં અને આપના મંત્રિના પણ ગુણોમાં પ્રવૃત્ત થયેલા અમારા યથાર્થ ભાષણ ઉપર કદાચિત્ કોઈ માણસ "આ સ્તુતિરૂપ હશે" એમ ખોટી આશંકા લાવે, (કેમકે કચ્છી લોકો સર્વ આપની રૈયત છે.) વળી આપમાં રાજગુણો તેમજ આપના પ્રધાનમાં મંત્રિગુણો ઘણાજ છે તેથી સંપૂર્ણ રીતે તે ગુણોનું વર્ણન થોડા વિસ્તારમાં થઇ શકે નહીં વાસ્તે હાલ વિરામ પામીએ છીએ.

( ૧૯૮ ) 'રાજા મણિથી શોભે અને મણિ રાજાથી શોભે'આ લોકોક્તિ આપને ત્યાંજ ખરી થાયછે. (કેમકે આપ જેવા ગુણજ્ઞ માલીકથી રા. રા. મણિભાઈ શોભેછે ને તેવા સારા પ્રધાનથી આપની શોભા છે.) જેમ અત્યુત્તમ મણિને પોતાની પાસે રાખનારો પુરૂષ પ્રકાશ કરી શકે તેમ મણિથી (રત્નોથી તથા મણિભાઇથી) સારી રીતે શોભનાર અને ચોતરફ યશરૂપી પ્રકાશ ફેલાવનાર આપ પોતાની પ્રજાને (અમને) સર્વ રીતે પાળતા રહો.

( ૧૯૯ ) અહીં આપ મહાન્ રાજા છો અને પરમેશ્વરની વિભૂતિ છો અને અમે ગ્રામ્ય છિએ માટે કેમ બોલવું ઉચિત છે અને કેમ નહીં, આ વાત જાણતા નથી, બાલકનું બોલવું ચૂક ભરેલું હોય તોપણ પિતા તેને સુંદરજ માની લેછે, માટે અહો અત્યંત સ્તુતિપાત્ર! અમારી ચૂક હોય તો તે ક્ષમા કરો.

( ૨૦૦ ) રાજામાં પ્રેમે કરીને આસક્તહૃદયવાળી અને ખરી સ્તુતિને લાયક કચ્છવાસી સર્વ પ્રજા, પોતાના દરબારના ઉદય માટે ઉપર લખેલા પ્રકારની પ્રાર્થના ઈશ્વર પાસે નિરન્તર કર્યા કરેછે.

( ૨૦૧ ) (અમે બ્રાહ્મણો પણ મહારાવશ્રીને એ આશીર્વાદ આપીએ છીએ કે) અહો રાજન્! મણિપ્રધાન (ઘણા રત્નવાન્ અને જેના પ્રધાન મણિભાઈ છે એવા) અને વૈભવને ધારણ તથા પોષણ કરનાર, આપ આપણી અતિ સુંદર પ્રાચીન વિદ્યાઓની વૃદ્ધિ કરો. દેવતામાત્ર જેના ચરણને વંદન કરેછે એવા તે શ્રીમુકુન્દ આપને અમંદ આનંદનો સંદોહ (સમૂહ) આપો.

( ૨૦૨ ) કચ્છપ્રજા, જેવી આપને વિષે વધારે પ્રીતિ ધરાવેછે તેથી ધન્ય છે; અન્ય રાજાઓના હાથમાં રહેલી બીજી પ્રજા પોતાના રાજાઓમાં તેવી પ્રીતિવાળી નથી. તેના દાખલાઓ જોવા હોય તો ઉપર લખેલી વાતનું પ્રથમ ઉદાહરણ રા. રા. શેઠ ખીમજી જયરામ છે. તેઓનું મન આપની કીર્ત્તિનો પ્રસાર થવામાં એક દૃઢ નિશ્ચય કેવી રીતનો ધરાવે છે તે આપ જુઓ.

( ૨૦૩ ) પૃથ્વીમાં શિવજી એ નામથી પ્રસિદ્ધ, ભાટિયા જ્ઞાતિના કચ્છમાં એક ધનાઢય ગૃહસ્થ હતા. પીઢી દર પીઢીથી પ્રાપ્ત થએલા પોતાના કુળધર્મ પ્રમાણે શ્રીકાન્ત (લક્ષ્મિપતિ શ્રીકૃષ્ણ) વિષે અખંડ અનન્ય ભક્તિવાળા હતા.

( ૨૦૪ ) પોતાના પતિ (શ્રીકૃષ્ણ) ના ભક્ત તે સદ્‌ગૃહસ્થને લક્ષ્મીજી માતાની માફક પરમ દયા ભરેલી દૃષ્ટિથી સારી રીતે જોતાં હતાં. તે શિવજી શેઠના પુત્ર જયરામ શેઠ હતા. તેઓ સર્વ ઠેકાણેથી જય (ઉત્કર્ષ) મેળવી રમતની માફક અનાયાસે પોતાના કામો પાર પાડતા હતા. તેથી તેઓનું જયરામ એ નામ ઘટિત હતું.

( ૨૦૫ )*ઉત્તમ વિચારવાળા, વ્યવહારમાં અતિકુશળ, અને સર્વને શુભકારી એવા ઉદ્યોગોમાં અધિકાર ધરાવનારા, ઉદાર ચિત્તના, શેઠ જયરામ ભાઇના પુત્ર શેઠ ખીમજીભાઈ છે. પોતાના રાજાઓમાં એઓની રાજભક્તિ વખાણવાલાયક છે.

( ૨૦૬ ) પોતાના દેશીભાઇઓનું ભલું કરવામાં પ્રસક્ત, વિદ્વાનોનો સમાગમ લેવામાં નિરન્તર સારો આદર ધરાવનાર, રાજાનું હિત કરવામાં આસક્ત, શેઠ ખીમજીભાઇના મનમાં આ ઇચ્છા થઈ કે દરબારની સુકીર્ત્તિરૂપ ચાંદનીનો પ્રસાર અવશ્ય થવો જોઇએ.

( ૨૦૭ ) સદાચરણરૂપી સૂર્યનું ઉદયસ્થાન એક પ્રસિદ્ધ પર્વત, ઉત્તમ વિદ્યાઓનો સમુદ્ર, નિષ્કારણ પરોપકાર જાણે આકાર ધારણ કરીને પોતેજ આવ્યો હોય એવા, મારા અતિમાત્ર (અત્યંત) પ્રીતિપાત્ર મિત્ર, ઉત્તમ સ્નેહ અને સારા શીલનું લીલાગૃહ (ક્રીડા કરવાનું ઘર) વલ્લભજીના પુત્ર વિશ્વનાથજી નામના પંડિત જય પામે છે.

( ૨૦૮ ) અહો ! **મહારાજાધિરાજ મિરજાં મહારાવશ્રી ખેંગારજી બહાદુર !** મંડન (માંડવી) આ નામની નગરીનું મંડન (ભૂષણ) કરનાર, આપના દેશમાં રેહેનાર, વિનયવાન્ એ શાસ્ત્રીજી આપના, કચ્છદેશના, તથા માંડવીના અતિ નિર્મળ યશને પોતાના ગુણો સાથે બાંધી ચોતરફ દૂર દૂર મોકલી દે છે, અને આપનો ઉત્તમ ઉદય સદા ચાહે છે.

(૨૦૯) તેમજ આપના શેહેરમાં અને દેશમાં રહેલા, દિશાઓમાં ઘણે દૂર સુધી સદા અનેક વ્યાપાર કરનારા કચ્છી સદ્ગૃહસ્થો આપના, શેહેરના અને દેશના યશને ચોતરફ ફેલાવી નિર્મળ કરે છે. તેનું તાજું ઉદાહરણ મુંદ્રા શેહેરમાં રહેનારાઓમાં અગ્રેસર શેઠ ખીમજીભાઇ છે.

(૨૧૦) ધનાઢ્ય ગૃહસ્થોમાં શ્રેષ્ઠ શેઠ ખીમજીભાઇએ તથા શાસ્ત્રી વિશ્વનાથજીએ દરબારશ્રીના કીર્ત્તિપ્રસારનો વિચાર કરી પંડિત જેષ્ઠારામ મુકુન્દજી મારફત મને વાસ્તવિક વાત વર્ણન કરવાની સૂચના કરી હતી.

(૨૧૧–૨૧૨) પોતાના ઇષ્ટદેવ શ્રીકૃષ્ણચંદ્રના ચરણરૂપ કમળનો ભ્રમર, પંડિતોમાં અમૌલ્ય રત્ન જેવા શ્રી ઘનશ્યામ ભટ્ટજીથી જન્મ અને વિદ્યા પામેલો, **પંચનદી** એ અવટંકવાળો તૈલંગવેલ્લનાડી બ્રાહ્મણ **ગોવર્ધન** ઉર્ફે **ગટ્ટુલાલ** સર્વ શિષ્ટ વિદ્વાનોનો વશવર્ત્તિ છે. તેણે મહારાવશ્રીને આ આશીર્વાદનો રાશિ (સમૂહ) પ્રકર્ષથી આપેલો છે.

(૨૧૩) વેદાદિ સર્વ શાસ્ત્રોનો એક આધાર એટલે અશેષ વેદ અને શાસ્ત્ર જેનુંજ વર્ણન કરેછે એવા, સુદર્શન (ચક્ર) સદા જેઓના હસ્તમાં રહેછે એવા, સદાનંદપ્રિય એટલે શ્રીનંદરાયજીને પ્રિય, શ્રીમાન્ (લક્ષ્મી સહિત) ઘનશ્યામ (મેઘ જેવા શ્યામ વર્ણ પ્રભુ કૃપા કરો. "ગ્રંથકારના પિતા અને સર્વ વિદ્યાદાતા ગુરૂશ્રી ઘનશ્યામ ભટ્ટજીનું વર્ણન પણ આ શ્લોકમાં છે તે આપ્રમાણે":—

વેદાદિ સર્વ શાસ્ત્રનો એક આધાર એટલે સર્વે વેદ છ અંગ આદિ સર્વવિદ્યા યુક્ત અદ્વિતીય વિદ્વાન, સુદર્શન (સાંખ્ય, યોગ, ન્યાય, તર્ક, પૂર્વ-ઉત્તર મીમાંસા આ સર્વ આસ્તિક દર્શન) જેના હસ્તમાં રહેછે એવા; એટલે છએ શાસ્ત્રની ઉપસ્થિતિ ધરાવનાર, સદાનંદપ્રિય (સદાનંદ શ્રી પુરૂષોત્તમ એજ જેને પ્રિય છે એવા) નિરન્તર પ્રેમપૂર્વક ભગવત્સેવા કરનારા, શ્રીમાન્ (સરસ્વતીયુક્ત અને વિદ્વત્સભામાં શોભનાર) ગુરૂજી શ્રીઘનશ્યામભટ્ટજી મારી ઉપર કૃપા કરો.

(૨૧૪) શ્રીબાલમુકુન્દ પ્રભૂના અરૂણ ચરણકમલમાં રહેલા નખચંદ્રની પ્રકાશમાન્ અલૌકિક જ્ઞાનમય ચંદ્રિકા કલ્યાણ કરો. જેમ ચંદ્રકિરણમાં રહેલું અમૃત સુમન એટલે દેવતાઓ તથા ચકોરો પી શકેછે તેમ આ ચંદ્રિકામાં જે અમૃત એટલે મોક્ષ અથવા ભક્તિ રહેછે, તેનો લાભ અનન્ય અને શુદ્ધ મનવાળા ભક્તજનરૂપ યોગ્ય ચકોરો લઇ શકેછે. જેમ ચંદ્રિકા બહુ મોહ ઉત્પન્ન કરનાર અંધકારને હરેછે તેમ આ પણ અત્યંત મોહરૂપ તમ (અંધકાર અથવા તમોગુણ) ને હરે છે. એ ચંદ્રિકા આ પૃથ્વીતળમાં ચિરકાળ સુધી મ્હારૂં પણ કલ્યાણ કરો.

———

# मानपत्रम्.

॥ कृतिरियं शीघ्रकविशंकरलालशर्मणः ॥

॥ अनुष्टुप् ॥

नमः श्रीराजराजेशचरणांबुजरेणवे ।
वशीकरणचूर्णाय सद्विद्यानलिनीदृशाम् ॥ १ ॥
वंदे दयामयात्मानौ *श्रीकेशवमहेश्वरौ ।
यत्कृपालोकलेशैकसर्वस्वोऽयं जनोऽनिशम् ॥ २ ॥

॥ मंदाक्रांता ॥

श्रेयोवल्लीविकसनपरा पापसंतापहर्त्री
हृद्यालोका घनरसभरेणालसानंदपूर्णा ।
गौरीशंभ्वोः प्रणयवशयोर्विश्वमानंदयंती
कल्याणी सा मयि सकरुणा जृंभतां दृष्टिवृष्टिः ॥ ३ ॥
श्रीखेंगारक्षितिपतिकुलोत्पन्नराजन्यरत्ने
श्रीखेंगारेऽवनिवनितया लब्धपाणिग्रहेऽस्मिन् ।
श्रेयःसंपद्विविधफलदाशेषसंतापहंत्री
गौरीशंभ्वोः फलतु सततं सा कृपा कल्पवल्ली ॥ ४ ॥

---

* हरिहरौ तदाख्यौ सद्गुरुतातचरणौ च ।

॥ अनुष्टुप् ॥

अयि सभ्यवराः पूर्णपुण्यलभ्यसमागमाः ।
राज्यभक्ताग्रगण्या मे शृणुध्वं प्रार्थनामिमाम् ॥ ५ ॥

॥ मंदाक्रांता ॥

आसीत्सर्वक्षितिपतिनतः शौर्यधैर्यैकसिंधुः
श्रीखेंगारः प्रणयनिलयः कच्छभूचक्रशक्रः ।
दृष्ट्वा दृष्ट्वा रणरसिकतां विक्रमं चाप्रमेयं
यस्य प्रेम्णा प्रणयविवशा यं तु वव्रे जयश्रीः ॥ ६ ॥

उर्वीमुर्वीहृदयदयिते पाति यस्मिन् प्रवीरे
स्वच्छे कच्छे समजनि जनः सर्व एवात्तहर्षः ।
चिंतोद्वेगास्तदरिहृदयेष्वेव चैताद्रिपुस्त्री-
नेत्रद्वंद्वेष्वनिशमवसन्निर्विरामातिवृष्टिः ॥ ७ ॥

॥ शिखरिणी ॥

निहत्योग्रं सिंहप्रवरमसिना राजनगरा-
धिपस्त्रातो येनाचकितहृदयेनांतकमुखात् ।
ततः पात्साहाद्यः सह नृपतिचिह्नैश्च मिरजां-
महाराओ श्रीमन्निति बिरुदमापोत्तमतमम् ॥ ८ ॥

॥ शालिनी ॥

यः खेंगारो वैरिवीराननेकान्
जित्वा ग्रामे लक्षवीराभिधाने ।

राज्यं चक्रे कच्छचक्रेश्वरोऽसौ
प्रोद्यद्भीष्मग्रीष्मसूर्यप्रतापः ॥ ९ ॥

॥ अनुष्टुप् ॥

*नेत्रांबररसक्षोणीमितेऽब्दे ज्येष्ठमासि सः ।
एकादश्यां कृष्णपक्षेऽभूत्खेंगारोऽभिषेकवान् ॥ १० ॥

॥ शालिनी ॥

खेंगारक्ष्मापालपूर्णप्रताप-
ज्वालामालाव्याकुला वैरिवर्गाः ।
हित्वा सर्वं क्वापि भूभृद्वनांत-
र्लीना वासं चक्रुरुद्विग्नचित्ताः ॥ ११ ॥

शौर्यौदार्योद्धैर्यमूर्तेः कृपालोः
खेंगारक्ष्मावल्लभस्य प्रतापम् ।
कीर्तिं चापि व्याप्तलोकत्रयां को
गातुं शक्तः सच्चरित्रैकसिंधोः ॥ १२ ॥

॥ अनुष्टुप् ॥

†गगनेंदुरसपृथ्वीमितेऽब्दे भुजसंज्ञकम् ।
खेंगारक्ष्माभुजा बद्धं पत्तनं निखिलर्द्धिमत् ॥ १३ ॥

---

* संवत् १६०२ ज्येष्ठ कृष्णैकादशी । † संवत् १६१० भुजनगरस्थापनं ।

॥ शालिनी ॥

खेंगारे स्वर्भाजि भूचक्रशक्रे-
ऽभूद्भूजानिर्भारमल्लाभिधानः ।
कारुण्याब्धिर्निर्जिताशेषवैरि-
व्रातः प्रातस्त्यातपोद्यत्प्रतापः ॥ १४ ॥

॥ आर्या ॥

*अंबरयुगरसभूमितवर्षे वैशाखमासि शुक्लदले ।
एकादश्यां समभूदभिषेको भारमल्लस्य ॥ १५ ॥

॥ शालिनी ॥

भुक्त्वा सर्वं कच्छसाम्राज्यमस्मि-
न्स्वर्गं याते स्वप्रतापद्वितीये ।
संभेजे भूभामिनीं भोजराजः
कीर्त्यौदार्यैर्भोजराजोपमानः ॥ १६ ॥

॥ आर्या ॥

वैशाखे कृष्णदले †गजवसुरसभूमिते वर्षे ।
एकादश्यां समभूदभिषेको भोजराजस्य ॥ १७ ॥

॥ शालिनी ॥

स्वाराज्यस्थे भोजराजेऽनपत्ये
तस्य भ्रातुर्मेघजित्संज्ञकस्य ।

---

* संवत् १६४० वैशाखशुक्लैकादशी । † संवत् १६८८ वैशाखकृष्णैकादशी ।

पुत्रो भेजे कच्छसाम्राज्यलक्ष्मीं
क्ष्मापालेंदुर्भूपखेंगारसंज्ञः ॥ १८ ॥

॥ अनुष्टुप् ॥

खेंगारः क्ष्मापतिर्वर्षे *रसांकरसभूमिते ।
उत्थाप्य पंचारिजितं राज्यं भेजे स्वयं ततः ॥ १९ ॥
निष्कलंककुलीनाः किं कलंकलवमप्यहो ।
कुललीनमुपेक्षंते क्षांता दांता अपि क्षितौ ॥ २० ॥
अक्षत्रियाप्रसूतं तद्भोजराजात्मजं स्वयम् ।
उत्थाप्य पंचाणजितं खेंगारोऽभून्नरेश्वरः ॥२१॥

॥ शालिनी ॥

तस्मिन्नष्टे चारणस्त्रीप्रदत्ता-
च्छापाद्भेजे राज्यमस्यानुजन्मा ।
प्राचीनोर्वीपालपुण्यप्रतापो-
ऽर्वाचीनोऽपि क्ष्मापतिः श्रीतमाची ॥ २२ ॥

॥ अनुष्टुप् ॥

कार्तिके कृष्णसप्तम्यां †चंद्रभूहयभूमिते ।
वर्षेऽभिषेकः समभूत्तमाचीपृथिवीपतेः ॥ २३ ॥
तस्मिन् स्वर्वासितां प्राप्ते भेजे भूकुलसुभ्रुवम् ।
हतद्विषद्राजधनो राजा राजधनाभिधः ॥ २४ ॥

* संवत् १६९६ । † संवत् १७११ कार्तिककृष्णसप्तमी ।

॥ अनुष्टुप् ॥

ज्येष्ठे दले सिते वर्षे *युग्माक्षिहयभूमिते ।
एकादश्यां स्थितो राज्ये राजा राजधनाभिधः २५

॥ द्रुतविलंबितं ॥

अवति राजधने धरणीतलं
समभवन् सुखिनो निखिला जनाः ।
मनसि कस्यचिदप्यभवन्न भी-
स्तदरिवर्गमियं तु वृता स्वयम् ॥ २६ ॥
निजकुलोचितधर्मपरा नरा
निजनरेश्वरभद्रविचारिणः ।
निजहृदीश्वरईश्वरमानसाः
प्रतिगृहं ललसुश्च कुलांगनाः ॥ २७ ॥
कविवरैरथ राजधनाधिपः
सकरुणो ननु यैरभियाचितः ।
स च तथैभ्य उदारमना ददौ
त इह याच्यतमा अभवन् यथा ॥ २८ ॥

॥ वैतालीयं ॥

अथ राजधनेऽमरावतीकृतवासे धरणीविभूषणे ।
अनुजेन रवाजिरग्रजः सहचारी स्वपितुर्विनिर्मितः ॥२९॥

---

* संवत् १७२२ ज्येष्ठशुक्लैकादशी ।

॥ आर्या ॥

अथ शुचिकृष्णचतुर्थ्यां *युगशरहयभूमिते वर्षे ।
हत्वा खाजिमासीद्विजयी प्रागमल्लसंज्ञको भूपः ॥३०॥

॥ वैतालीयं ॥

अथ राजधनावनीशितुः
पृथुवीर्यस्य तृतीय आत्मजे ।
भजति त्रिदिवेशसभ्यता-
मभजद्भूवनितां तदात्मजः ॥ ३१ ॥

॥ आर्या ॥

†अक्षिहयर्षिधरामितवर्षे पौषे दले कृष्णे ।
अष्टम्यामभिषेकः समभूद्गोडाभिधानभुजभूपे ॥३२॥

॥ वैतालीयं ॥

अथ सेवितनाकनायिका-
रतसौख्ये सति तत्र भूपतौ ।
रिपुदेशलदेशलाभिधो-
ऽधिपतिः श्रीभुजपत्तनेऽभवत् ॥ ३३ ॥

॥ आर्या ॥

मासेऽथ मार्गशीर्षे शरमुनिहयभूमिते ‡वर्षे ।
कृष्णाष्टम्यां भुजपुरभूजानौ देशलेऽभिषेकोऽभूत् ॥३४॥

---

* संवत् १७५४ आषाढकृष्णचतुर्थी । † संवत् १७७२ पौषकृष्णाष्टमी । ‡ संवत् १७७५ मार्गशीर्षकृष्णाष्टमी ।

॥ वैतालीयं ॥

अथ याचककल्पशाखिनि
प्रणयाब्धौ त्रिदिवेशतां गते ।
नृपदंतिनि तत्र भूपतिस्त्व-
भवल्लक्षजिदाख्यया ततः॥ ३५ ॥

॥ आर्या ॥

*नागांबरवसुभूमितवर्षे ज्येष्ठे दले कृष्णे ।
एकादश्यां समभूदभिषेको लक्षजिद्भूपे ॥ ३६ ॥

॥ वैतालीयं ॥

धरणीरमणेऽथ नाकिनां
सुखदेऽस्मिन् विविधैः पराक्रमैः ।
भुजभूमिविभुस्ततोऽभव-
च्छुभकीर्तिर्नृप गोडसंज्ञकः ॥ ३७ ॥

॥ आर्या ॥

†मुनिवसुधावसुधात्री-
मितवर्षे ज्येष्ठमास्यसितपक्षे ।
षष्ठ्यामाभिषेकोऽजनि
भुजभूरमणस्य गोडस्य ॥ ३८ ॥

---

* संवत् १८०८ ज्येष्ठकृष्णैकादशी । † संवत् १८१७ ज्येष्ठकृष्णाष्टमी ।

॥ वैतालीयं ॥

गतवत्यथ गौडगोपतौ
निजपुण्यैर्गरुडध्वजालयम् ।
नगरे भुजसंज्ञके वरे
समभूद्राजधं[१२]नाभिधोऽधिपः ॥ ३९ ॥

॥ आर्या ॥

*शरवन्हिनागभूमितवर्षे मासे शुभे नभसि ।
शुक्लत्रयोदशीदिन आसीत्तस्याभिषेकजो हर्षः ॥४०॥
तस्मिन् भजति सुरत्वं बभूव भूभारभृद्भूपः ।
भुजनगरेऽतिगरीयसि धृतिसिंधुर्भारम[१३]ल्लाख्यः ॥४१॥
†गगनर्षिनागशशिमितवर्षे मासेऽथ कार्तिके नृपतेः ।
शुक्लत्रयोदशीदिन आसीत्तस्याभिषेक आनंदात् ॥ ४२ ॥
जीवति तस्मिन् नृपतौ विद्यावान् सद्गुणी गुणज्ञाता ।
वसुधां शशास विनयी युवराजो देशलाभिधो भूपः ॥४३॥
‡शरमुनिवसुवसुधामितवर्षे मासे मधौ शुभे पक्षे ।
पुष्पेषुतिथौ समजनि नृपतेस्तस्याऽभिषेकजो हर्षः ॥४४॥

॥ शार्दूलविक्रीडितं ॥

सर्वोर्वीपतिभूषणायितगुणो विद्याविवेकान्वितः
शौर्यौदार्यदयामयोऽवनितलालंकारकीर्तिः प्रजाः ।

---

* संवत् १८३५ श्रावणशुद्धत्रयोदशी । † संवत् १८७० कार्तिकशुद्धत्रयोदशी ।
‡ संवत् १८७५ चैत्रशुद्धत्रयोदशी ।

स्वीया औरसनिर्विशेषमखिलाः संपालयन् लालयन्
श्रीमान् देशलसंज्ञको ऽवनिपतिर्विख्यातवीर्यो ऽभवत्॥४५॥

॥ इंद्रवज्रा ॥

यस्मिन् नृपालासनभाजि भूपे
सर्वाः प्रजाः सौख्यसुधाब्धिमग्नाः ।
आसीन्न कस्यापि कुतोऽपि भीतिः
स्वप्नेऽप्यदृष्टश्रुतदंडनीतेः ॥ ४६ ॥
किं वर्णये तस्य यशांसि शुद्धा-
न्युर्वीवरस्यामलचित्तवृत्तेः ।
अद्यापि यानि प्रबलप्रताप-
ज्वालस्य गायंति जगत्यनेके ॥ ४७॥

॥ शार्दूलविक्रीडितं ॥

भूपालाः शतशोऽभवन्नयुतशः संति प्रभूतश्रियो
भाव्या ये च नरेश्वरा नियुतशः सौंदर्यशौर्यान्विताः।
तेष्वार्यस्पृहणीयशीलचरितश्रीदेशलक्ष्माभुजा
तुल्या नीतिधरा धराधिपतयो भूमंडले दुर्लभाः ॥ ४८ ॥
हाहा दैवगतिर्दुराग्रहवती यद्भूतलाभूषणी-
भूतश्लाघ्यगुणव्रजं सुजनतासौशील्यलीलागृहम् ।
भाग्यं कच्छभुवो वपुर्धरमिवोत्पुण्यं प्रजाया इव
प्रत्नं तं नरलोकरत्नमपि हा चक्रे महेंद्रातिथिम् ॥४९॥

शौर्यौदार्यदयारसार्द्रहृदये भूमंडलाखंडले
विद्यानीतिविवेकवासभवने कैलासशैलास्पदम् ।
तस्मिन् भूषयति क्रमागतमलंचक्रे स्वराज्यासनं
प्राग्मल्लः क्षितिवल्लभः क्षितितलप्रख्यातशौर्योदयः ॥५०॥

॥ आर्या ॥

*हयचंद्रांकधरामितवर्षेऽथ श्रावणे मासे ।
शुक्लदलैकादश्यां प्राग्मल्लस्याभिषेकोऽभूत् ॥५१॥

॥ वसंततिलका ॥

यस्मिन् विभूषयति भूपपदं नरेंद्रे
भाग्योदयो ह्यजनि कच्छवसुंधरायाः ।
आरभ्य यत्तदभिषेकदिनं समृद्धाः
सर्वेऽभवन् सपदि कच्छनिवासिनोऽपि ॥ ५२ ॥

प्रायो नरेंद्रभवने पिशुनाश्च धूर्ता
वारांगनानटविटाः प्रबला भवंति ।
अस्मिन्नृपासनगते नृपतौ तु विद्या-
नीतीश्वरप्रणयिनां प्रबलत्वमासीत् ॥ ५३ ॥

॥ उपजातिः ॥

न धूर्तधौर्त्येषु मनःप्रवृत्तिं
चक्रे न चासौ पिशुनोक्तियुक्तौ ।

---

संवत् १९१७ श्रावणशुद्धैकादशी ।

विद्याविवेकान्वितचित्तवृत्ति-
प्रबद्धसख्यः स नरेंद्र आसीत् ॥ ५४ ॥

॥ पुष्पिताग्रा ॥

कति कति न धनैकबद्धचित्ताः
प्रतिनगरं प्रतिदेशमुर्वरेंद्राः ।
स्वतनयतुलितप्रजो विमुक्त-
प्रबलकरस्तु स एक एव राजा ॥ ५५ ॥

॥ शार्दूलविक्रीडितं ॥

कच्छक्ष्मारमणः स तु प्रणयिनामग्रेसरो धीरधी-
र्नीतिप्रीतिरनीतिमग्नमनसां कालः करालो नृणाम् ।
गांभीर्यांबुनिधिर्दयार्द्रहृदयः प्रख्यातवीर्योदयः
प्राग्मल्लः परिपालयन् वसुमतीं चक्रेऽनुरक्ताः प्रजाः॥५६॥

॥ आर्या ॥

मूर्तेव रत्नगर्भा राज्यश्रीरिव परेव हृद्वृत्तिः ।
प्राणप्रियास्य नृपतेर्नानीबाख्याऽभवन्महिषी ॥५७॥

॥ वसंततिलका ॥

या तु स्वकीयसहजक्षमया स्वकीय-
संतानसद्गुणगणैरपि रत्नगर्भा ।
औदार्यतस्त्वनुपमादपि राज्यलक्ष्मी-
रित्युक्तिमत्र सुकवेर्न मृषा चकार ॥ ५८ ॥

॥ अनुष्टुप् ॥

या मीरजां महाराव श्रीप्राग्मल्लस्य वल्लभा ।
अनेकगुणसंपन्नं पुत्ररत्नमसूत सा ॥ ५९ ॥

॥ उपजातिः ॥

*रामाक्षिनंदेंदुमिते शुभेऽब्दे
पक्षे वलक्षे नभसो मनोज्ञे ।
तिथावनंगस्य गुरौ गुणज्ञा
श्रीनानिबाख्या सुषुवे कुमारम् ॥ ६० ॥

॥ इंद्रवज्रा ॥

खेंगा[१६]रसंज्ञं प्रथमं नृपालं
स्वं पूर्वजं सद्गुणशौर्यधैर्यैः ।
एषोऽनुसर्तेति भविष्यविज्ञाः
खेंगारसंज्ञं यममुं समूचुः ॥ ६१ ॥

॥ उपजातिः ॥

कुमारमन्यं कलुभाभिधानं
गांभीर्यशौर्यार्जवधैर्यधुर्यम् ।
प्रसूय कन्यां च सुशीलधन्यां
रत्नप्रसूर्या समभूद्यथार्था ॥ ६२ ॥

॥ अनुष्टुप् ॥

राज्यलक्ष्मीकृपालोकैः पूर्णाशेषमनोरथः ।
भेजे प्राग्मल्लभूजानिः पराः सुखपरंपराः ॥ ६३ ॥

---

* संवत् १९२३ श्रावणशुक्लत्रयोदश्यां गुरौ ।

॥ औपच्छंदसिकं ॥

स तु वीक्ष्य निजं वपुर्विरुग्णं
तनयं बालमथालिखन्निदेशम् ।
निजमंत्रिवरं विधातुमार्यं
मणिभाईजशभाइसंज्ञकं तम् ॥ ६४ ॥

॥ अनुष्टुप् ॥

अशेषराजधूर्धुर्यं मंत्रिवर्यं विचिंत्य तम् ।
निश्चिंतचित्तः संजातः प्राग्मल्लक्षितिवल्लभः ॥६५॥

॥ शार्दूलविक्रीडितं ॥

जित्वा वैरिगणान् प्रसार्य च यशः शुभ्रांशुशुभ्रं निजं
भुक्त्वा राज्यसुखानि चात्मजसमं संपाल्य कच्छप्रजाः ।
मूर्तं भाग्यमिवास्मदीयममलश्चिंतामणिश्चार्थिनां
हाहा राजशिरोमणिः स समभूत्कैलासवासी विभुः ॥६६॥

॥ वैतालीयं ॥

अथ तद्विरहव्यथातुरां
वसुधां चाखिलकच्छजां प्रजाम् ।
अकरोत्स्वगुणैर्गतव्यथां
मणिभाईजशभाइसंज्ञकः ॥ ६७ ॥

॥ शालिनी ॥

प्राग्मल्लस्यार्द्धांगरूपा दयार्द्रा
नानीबाख्या राजमाता तथैनाम् ।

नीत्यौदार्यासीमवात्सल्यपूर्णा
पुत्रप्रेम्णाऽपालयत्स्वां प्रजां ताम् ॥ ६८ ॥

॥ वसंततिलका ॥

विद्याधनार्जनसमर्थमवेक्ष्य माता
वात्सल्यपूर्णहृदयात्मतनूजयुग्मम् ।
चित्ते विचारमकरोन्न कदापि हृद्यां
विद्यां विना नरपतिर्लभते सुखानि ॥ ६९ ॥

नैतावदेव कथमात्महितैषिवर्गे
स्वीयप्रजास्वथ कथं कथमाप्तवर्गे ।
मित्रेषु बंधुषु च मातृषु वर्तितव्यं
रीत्या कयेति न विनावगमः सुविद्याम् ॥७०॥

विद्या ददाति विनयं विजयं च विद्या
विद्या विभूषयति पोषयति स्म विद्या ।
पश्यामि नाभ्युदयमीदृशमेव कंचि-
त्संलभ्यते नृपतिना न सुविद्यया यः ॥ ७१ ॥

इत्थं विचार्य तनयौ सनयौ सविद्यौ
कर्तुं तया सकलमंत्रिगणाग्रगण्यः ।
आज्ञप्त आर्यजशभाइसुतः सुविद्या-
हृद्याशयो नयमयो मणिभाइसंज्ञः ॥ ७२ ॥

॥ उपजातिः ॥

एनामनुज्ञामथ राजमातु-
र्विधाय मूर्ध्ना मणिभाइशर्मा ।
चकार यत्नं नरपालपुत्र-
विद्याप्तयेऽनेकविधं प्रहर्षात् ॥ ७३ ॥

॥ शालिनी ॥

श्रीखेंगारं सानुजं हृद्यविद्यं
कर्तुं छोटालालविद्यागुरुभ्यः ।
विद्वद्वर्येभ्योऽर्पयामास सोऽपि
प्रेम्णा विद्यामर्पयामास ताभ्याम् ॥ ७४ ॥

॥ वसंततिलका ॥

सल्लेखसौष्ठवमथांगलभौमभाषा-
विज्ञानभाषणसुलेखनदक्षिणत्वम् ।
गीर्वाणगीर्निपुणतां च समाससाद
श्रीमान् कुशाग्रधिषणो नृपतेः कुमारः ॥ ७५ ॥

॥ इंद्रवज्रा ॥

काव्येषु कोशेषु च कोविदत्व-
मद्वंद्वतां भूपतिनीतिरीतौ ।
अग्रेसरत्वं च रसज्ञवर्गे
खेंगारभूपः समवाप सद्यः ॥ ७६ ॥

॥ वसंततिलका ॥

चातुर्यमूलमवनौ प्रथमं प्रदिष्टं
देशाटनं नरपतेरिति चिंतयित्वा ।
प्राक् संमतिं गुरुवरस्य च मंत्रिमौले-
र्लब्ध्वाथ मातुरपि तां प्रणतो ययाचे ॥ ७७ ॥

॥ इंद्रवज्रा ॥

तं चाह माता किल नानिबाख्या
वत्स त्वमेवासि हि जीवितं मे ।
यत्त्वां विनैकोऽपि लवो ममाब्द-
तुल्यः प्रयातीति नवेत्सि किं त्वम् ॥ ७८ ॥

॥ उपजातिः ॥

तथापि चेद्वांछसि गंतुमस्म-
द्देशान् विहायाथ विदूरदेशान् ।
ईहे निषेद्धुं न भवंतमत्र
देशाटनं यद्गुरुरेव दाक्ष्ये ॥ ७९ ॥

॥ इंद्रवज्रा ॥

तद्गच्छ वत्स प्रणतार्तिहर्ता
भर्ता शिवायाः सकलार्थकर्ता ।
कर्ता शिवं तेऽध्वनि भूतभर्ता
हर्ता च विघ्नान्निखिलान् त्वदीयान् ॥ ८० ॥

॥ उपजातिः ॥

ददातु देवः करुणातिपूर्ण-
स्वांतस्त्वपर्णापतिरत्र भूयः ।
दिनं तु तं यत्र भवन्मुखाब्जं
द्रक्ष्यामि वत्स प्रमुदब्धिमग्ना ॥ ८१ ॥
इत्यादि मातुर्वचनानि कर्णे
निधाय मस्ते च तदाशिषस्ताः ।
प्रणम्य तां भूमिपतिः प्रतस्थे
देशाटनं कर्तुमसौ प्रहर्षात् ॥ ८२ ॥

॥ मंदाक्रांता ॥

देशेदेशेऽवनिपतिरयं सद्गुणैर्भूमिपालै-
र्मैत्रीं बध्वा निजगुणगणैश्चित्तमाह्लाद्य तेषाम् ।
कृत्वा कीर्तिं सुकविनिकरैर्वर्णनीयां पवित्रां
प्राप्तुं स्वीयं पुरमथ महांबापुरात्संप्रतस्थे ॥ ८३ ॥

॥ इंद्रवज्रा ॥

सद्भाग्यसंपत्तिरिवाथ मूर्ता
कच्छप्रजायाः करुणार्द्रचित्ता ।
अत्रांतरे सद्गुणशालिशीला
श्रीनानिबा स्वःपुरमाससाद ॥ ८४ ॥

॥ मालिनी ॥

चिरविरहविषण्णां मातरं मे दयार्द्रां
त्रिचतुरदिवसांते हंत द्रक्ष्याम्यहं तु ।
इति हृदि धृतहर्षो मार्ग एवाशृणोत्ता-
मुपगतशिवलोकां हंत खेंगारभूपः ॥ ८५ ॥

॥ वसंततिलका ॥

वात्सल्यमप्रतिममात्मगतं तदीयं
स्मृत्वा मुहुर्गलितधैर्य इलाविलासी ।
दुःखात्स शून्यहृदयो गलदश्रुजालो
न क्वापि शर्म समवाप विषादमग्नः ॥ ८६ ॥
मात्रा दयामृतमयाशयया वियुक्तः
खेंगारभूपतिरवाप परं विषादम् ।
को वा कृतज्ञ इह मातृकृतोपकारान्
हा विस्मरेदपि सुरेंद्रपदाधिरूढः ॥ ८७ ॥

॥ स्वागता ॥

आगतं भुजपुरेऽथ पुरेशं
स्वप्रसूविरहखिन्नमनस्कम् ।
मंत्रिणो गुरुजनाश्च विशुद्धै-
श्चक्रुरुक्तिनिकरैर्धृतधैर्यम् ॥ ८८ ॥

॥ वसंततिलका ॥

कालेन सद्गुरुवचोभिरमंदबोधै-
र्मातुर्वियोगजनितो हृदयाधिरूढः ।
शोकोऽस्य रोग इव सद्भिषजोपचारैः
क्षीणः कृतोपशमनो दृढमातृभक्तेः ॥ ८९ ॥

भूभार्यया समभिवर्यममुं कुमारं
वीक्ष्य प्रहृष्टहृदयो मणिभाइसंज्ञः ।
पाणिग्रहोत्सवममुष्य चकार हर्षात्
खेंगारभूमिरमणस्य विवेकवार्द्धेः ॥ ९० ॥

॥ उपजातिः ॥

तस्मिन् विवाहोत्सव आगतेभ्यो-
ऽर्थिभ्यः कविभ्यश्च ददौ तथार्थान् ।
ते मेनिरे श्रीमणिभाइसंज्ञं
यथा सुरद्रुं मनुजाकृतिं तम् ॥ ९१ ॥

॥ वसंततिलका ॥

गौरीपतेः करुणया समभूत्स पूर्णः
पाणिग्रहोत्सव इलाललनस्य तस्य ।
यस्मिन् सुवस्त्रवसुभूषणवाजिराजि-
वृष्टिं चकार मणिभाइरुदारचित्तः ॥ ९२ ॥

॥ वसंततिलका ॥

राज्यश्रिया सह करग्रहणोत्सवोऽयं
जागर्ति सर्वजनमानसहर्षवर्षी ।
खेंगारसंज्ञवसुधाहृदयेश्वरस्य
संभूषिता यत इयं भुजपुःपुरंध्री ॥ ९३ ॥

॥ उपजातिः ॥

नवप्रतापांकुरपंक्तिरेषा
नरेशितुः पुण्यफलावलिर्वा ।
इति प्रजानां कुरुतेऽत्र शंकां
दीपावलिः पश्यत सभ्यवर्याः ॥ ९४ ॥

॥ वसंततिलका ॥

अस्य क्षमारमणमौलिमणेः प्रतापे
भेत्तुं तमांसि भुवि जाग्रति हा वयं के ।
स्नेहान्विताश्च सगुणाश्चलमौलयोऽमी
तं वर्णयंत इव भांति समस्तदीपाः ॥ ९५ ॥

॥ उपेन्द्रवज्रा ॥

नवावनिप्राणपतिप्रतिष्ठा-
महोत्सवं वीक्षितुमार्यवर्यान् ।
चलत्पताकाध्वजपंक्तयोऽमूः
समाह्वयंतीव दिशां मुखेभ्यः ॥ ९६ ॥

॥ उपजातिः ॥

न तद्गृहं नापितदंगणं वा
न चत्वरः कोऽपि न कापि रथ्या ।
संदृश्यतेऽस्मिन् दिवसे त्वदीप्त-
दीपावलिश्चाप्यलसत्पताका ॥ ९७ ॥

॥ मंदाक्रांता ॥

*सालंकाराः सरसरचनाः सद्गुणावासशाला
निर्दोषाश्च प्रतिपदममूर्मंजुला वर्ण्यवर्णाः ।
रथ्याः कांताः सुकविकविताश्चोल्लसंति प्रसन्नाः
श्रीखेंगारक्षितिपतिपदारोहणस्योत्सवेऽस्मिन् ॥९८॥

तस्मात्प्रेम्णा वयमपि महाराजरत्नाय चास्मै
श्रीखेंगाराभिधवसुमतीप्राणनाथाय भक्त्या ।
कृत्वा कृत्वा प्रणतिनिकरान् बद्धहस्ताब्जयुग्मा
दत्वा मानं सदयहृदयं चेश्वरं प्रार्थयामः ॥ ९९ ॥

यावज्जीवं कथमिव वयं विस्मरामो दयाब्धे-
र्विश्वेशस्य प्रणतजनतापालकस्योपकारान् ।
येनास्मभ्यं निरवधिगुणालंकृतं राजरत्नं
श्रीखेंगारोऽवनिकुलवधूवल्लभोऽभ्यर्पितोऽयम् ॥१००॥

---

* अलंकाराः श्लेषादयो नूपुरादयो ध्वजपताकादयश्च । रचनाः पक्षत्रयेऽपि तुल्याः । सद्गुणाः कवितापक्षे ओजआदयो रथ्यापक्षे विशालादयः कांतापक्षे सौशील्यादयः । दोषाः श्रुतिकत्वादयः पक्षे दुर्गंध्यादयः पक्षे अपातिव्रत्यादयश्च । इत्याद्यूह्यम् ।

॥ वसंततिलका ॥

खेंगारभूरमणमौलिमणे स्वराज्य-
सिंहासनं समधिरुह्य शुभेऽद्य लग्ने।
पाहि प्रजा जनकवज्जय वैरिवर्गं
नित्यं च रंजय निजं शुभमित्रवर्गम् ॥ १०१ ॥
आर्या नृपा वसुधयैव कलत्रवंतं
स्वीयप्रजाभिरनिशं बहुपुत्रवंतम्।
आत्मानमुज्ज्वलगुणा गुणिनां गुणज्ञा
मन्यंत इत्यविदितं नहि तेऽस्ति राजन् ॥१०२॥
विद्यार्जितास्ति भवता विनयातिहृद्या
धैर्यादयोऽपि च गुणाः स्वयमाश्रितास्त्वाम्।
गंभीरता च तव भूप तवैव वर्ण्या
तैस्तैर्गुणैस्त्वमसि कस्य न वंदनीयः ॥ १०३ ॥
राज्यांगसप्तक इलाललनाविलासि-
न्नंगं द्वितीयमवदन्नृपनीत्यभिज्ञाः।
प्रज्ञं प्रधानमिह यादृशमीदृशस्ते-
ऽप्यस्ति प्रधान उरुधीर्मणिभाइसंज्ञः ॥ १०४ ॥

॥ शार्दूलविक्रीडितं ॥

शौर्यौदार्यदयादिसद्गुणमहारत्नैकरत्नाकर
श्रीखेंगारनरेश्वर त्वमपि यं कृत्वा प्रधानं निजम्।

निश्चिंतोऽनुभवस्यनुक्षणमिहानंदानमंदान् स्वयं
सोऽयं श्रीमणिभाइरुल्लसति ते यस्य प्रधानाग्रणीः॥१०५॥
पूर्णे शारदशर्वरीप्रियतमे प्रीताश्चकोर्यो यथा
विश्लिष्टा निशि चक्रवाकवनिताः प्रीता यथा भास्करे ।
यस्मिन्नत्र तथानुरक्तहृदयाः स्वच्छा हि कच्छप्रजाः
सोऽयं श्रीमणिभाइरुल्लसति ते यस्य प्रधानाग्रणीः॥१०६॥
शुद्धांतःकरणैकनाविकवरा धैर्यैकसत्कूपका
सौजन्यार्जवसौहृदप्रणयितारित्रैः पवित्रैर्युता ।
पारं याति च राजकार्यजलधेर्यद्बुद्धिनौका दृढा
सोऽयं श्रीमणिभाइरुल्लसति ते यस्य प्रधानाग्रणीः॥१०७॥
भ्रांत्वा भूवलयं विलोक्य च मुहुर्देशानशेषानपि
प्रोद्वीक्ष्यापि च तत्रतत्र नृपतीन् जात्यानमात्यानपि ।
यं वव्रे किल राजनीतिवनिता कुत्राप्यतुष्टाशया
सोऽयं श्रीमणिभाइरुल्लसति ते यस्य प्रधानाग्रणीः॥१०८॥
यस्मिन् राजति राजनीतिनिपुणे पूर्णो हि पुण्योदयः
सौशील्यं सहजं दया सदुदया धीर्धीमदाश्चर्यदा ।
निःसीमापि च राज्यभक्तिरचलं धैर्यं च गांभीर्यवत्
सोऽयं श्रीमणिभाइरुल्लसति ते यस्य प्रधानाग्रणीः॥१०९॥
आपातालनिमग्न आंगलभुवां भाषासुधांभोनिधौ
निष्णातोऽमरवाक्षु गुर्जरगिरां गुंफेषु पारंगमः ।

काव्यालंकृतिकोशकैरवकुलोद्बोधे सुधांशुश्च यः
सोऽयं श्रीमणिभाइरुल्लसति ते यस्य प्रधानाग्रणीः॥११०॥
यस्य स्वच्छयशःसुधांशुमहसा दिग्भित्तयः क्षालिता
दुर्नीतिक्षणदातमः क्षयमगात्फुल्ला च नीत्यौषधिः ।
तापश्चापगतो नृणामुपययुश्चेतश्चकोरा मुदं
सोऽयं श्रीमणिभाइरुल्लसति ते यस्य प्रधानाग्रणीः ॥१११॥
यस्मिन् जाग्रति राजनीतिवनिताप्राणेश्वरे स्वाः प्रजाः
सर्वेभ्योऽप्यभिरक्षितुं स्वधिषणामात्रैकतीक्ष्णायुधे ।
एतास्त्वां रमयंति कच्छवसुधाधीश स्वराज्यश्रियः
सोऽयं श्रीमणिभाइरुल्लसति ते यस्य प्रधानाग्रणीः ॥११२॥
सूक्ष्माग्रापि सुकोमलापि सरलाप्यग्रंथिबंधान्विता-
प्युत्सृष्टा सकृदेव पत्तनपुरग्रामार्थराष्ट्रान्वितान् ।
सद्यो हंति सहस्रशो रिपुगणान् यद्बुद्धिशक्तिः सदा
सोऽयं श्रीमणिभाइरुल्लसति ते यस्य प्रधानाग्रणीः ॥११३॥
औदार्यं किमनुत्तमं किमथवा धैर्यं हि लोकोत्तरं
किं सौजन्यमनन्यतुल्यमथवा वर्ण्यं गुणांभोनिधेः ।
अस्येत्थं नु यदीयवर्णनविधौ व्यग्राः कवीनां धियः
सोऽयं श्रीमणिभाइरुल्लसति ते यस्य प्रधानाग्रणीः ॥११४॥

॥ मंदाक्रांता ॥

सौजन्याब्धिर्विनयनिलयो हृद्यविद्यानिधानं
वासस्थानं सकलसुगुणामूल्यरत्नावलीनाम् ।

विख्याताख्यः सदयहृदयोऽतुल्यसौशील्यशाली
छोटालालो लसति नृपते यस्य विद्यागुरुस्ते ॥११५॥
यद्गांभीर्यं निरुपमतमं सभ्यता सर्वसभ्य-
श्लाघ्या यस्य प्रणयमधुरः कोमलो वाग्विलासः।
विद्वद्वर्ण्या प्रकृतिरमला यस्य भूभार्य सोऽयं
छोटालालो लसति सततं यस्य विद्यागुरुस्ते ॥११६॥
हृद्या विद्या त्वयि विकसिता कल्पवल्लीव सेयं
शौर्यांभोधे शुभगुणगणांभोजराजिश्च फुल्ला।
हार्दज्ञत्वं सुकविवचसां यत्कृपातोऽस्ति सोऽयं
छोटालालो लसति सततं यस्य विद्यागुरुस्ते॥११७॥
सौशील्यार्द्रा विनयवसतिर्मंजुलालापलीला
नानार्थज्ञा शुभगुणगणाभूषणा चार्यवर्या।
विद्वत्ता त्वां स्वयमिह वृता यत्प्रभावेण सोऽयं
छोटालालो लसति नृपते यस्य विद्यागुरुस्ते ॥११८॥
शौर्यौदार्यप्रणयनिलयो धीरधीर्वीरवर्यः
सौजन्याब्धिर्नयमयमना रूपसंपन्निधानम्।
सद्विद्यायां कृतपरिचितिः सद्गुणी सुज्ञवर्यो
यस्य भ्रातोल्लसति कलुभासंज्ञकस्ते क्षितींदो ॥११९॥

॥ मालिनी ॥

निजनरपतिपादांभोजबद्धैकनिष्ठाः
सकलसुगुणरत्नालंकृताभ्यंतरंगाः।

नयविनयविवेकांभोधिलीनाः कुलीना
भुजनरपत एते यस्य ते संति सभ्याः ॥ १२० ॥

॥ उपजातिः ॥

भक्तानुरक्ता भवदीयराज्यो-
दयप्रसक्ताः क्षितिपालमौले ।
एताः प्रजा यस्य तवानुघस्त्रं
श्रेयोऽभिवृद्धिं स्पृहयंति सर्वाः ॥ १२१ ॥

॥ मालिनी ॥

नरपतिवरमौले तस्य ते कंठदेशे
सपदि विजयलक्ष्मी राजलक्ष्मीश्च कीर्तिः ।
कथमिव न मिथस्ताः प्रेमसंबद्धचित्ताः
स्वयमिह वरमालामर्पयेयुः प्रहर्षात् ॥ १२२ ॥

॥ शिखरिणी

इदं स्वीयं राज्यासनममलमारुह्य मिरजां-
महाराओ श्रीमन्नवनिवर खेंगारनृपते ।
प्रजा एताः स्वीयाः प्रणयभरपूर्णाः स्वतनया-
विशेषं संरक्ष क्षयमुपनयारींश्च निखिलान् ॥ १२३॥

॥ मालिनी ॥

जय जय जय पृथ्वीपाल खेंगार शत्रून्
सदयहृदयवृत्तिः पाहि नित्यं प्रजाः स्वाः ।

नयमयनयनं त्वां सद्गुणांभोधिमेषा
स्वयमनवधिहर्षा राज्यलक्ष्मीर्वृणीताम् ॥१२४॥

॥ वसंततिलका ॥

खेंगारवंशजनुषां सहजा गुणास्त्वां
संभूषयंति विमला इव रत्नसंघाः।
त्वां वीक्ष्य कस्य हृदयं नहि राजरत्न-
प्राग्मल्लभूपतिगुणस्मरणं करोति ॥ १२५ ॥

प्राग्मल्लजिद्वसुमतीश इव प्रजानां
त्वं भूप पूरय मनोरथपूरमद्य ।
त्वां चापि सा तमिव भूमिवरं वृणीतां
त्वत्सद्गुणार्द्रहृदया नृप राज्यलक्ष्मीः ॥ १२६ ॥

हे भूपभूषण धरापरिपालनैक-
सर्वस्वधीर्नयमयाशय आर्द्रचित्तः।
नित्यं दयोदयवशाद्भव सद्गुणास्ते
खेंगारजित्कुलभुवां सहजा यतोऽमी ॥ १२७ ॥

॥ शार्दूलविक्रीडितं ॥

श्वेतच्छत्रधरैर्नरैर्न न शशिस्वच्छोल्लसच्चामरै-
र्नामूल्याभरणैर्न रत्नमुकुटैर्नासंख्यसंपच्चयैः।
किंतु स्वौरसनिर्विशेषमसकृद्ये रंजयंति प्रजा-
स्तैरेव क्षितिभूषणैः क्षितिपते राजन्वती भूरियम्॥१२८॥

किं चिंतामणयः कदाचिदपि किं कल्पद्रुमाणां गणाः
किं वा कामदुघा अपि क्षितिप तद्दातुं क्षमायां क्षमाः।
सत्प्रेम्णा परिपालिता च सततं संलालिता पोषिता
राजन्नर्पयति प्रजा प्रणयिनी यद्भूभुजां वांछितम्॥१२९॥
बालार्कद्युतिभिर्नहेमततिभिर्मुक्ताफलैर्नोज्ज्वलै-
र्नो नानामणिभिर्नवाजिकरिभिः संपत्तिवान् गण्यते।
सत्तेजांसि गुणोज्ज्वलानि नृपते सन्मंत्रिरत्नान्यलं
गेहे यस्य स एव केवलमहो संपद्वतामग्रणीः ॥ १३० ॥

॥ शिखरिणी ॥

अलंकारान् सारानपि मनसि भारानिव सदा
नरेंद्रा मन्यंते प्रणयचयपीयूषजलधे।
महाराओ श्रीमन् भुजनगरभूपाल भवता
समाना नानार्थोदयनयमयालंकृतिधराः ॥ १३१ ॥

॥ स्वागता ॥

इत्यशेषमपि भूरमण त्वं
वेत्सि तत्किमिति ते कथयामः।
भाति भास्वति तु कीटमणीनां
किं प्रकाशमुपयाति हि कांतिः ॥ १३२ ॥

॥ वसंततिलका ॥

धन्येयमस्ति हि समा नरपालमौले
मासोऽपि धन्य इदमत्र दलं च धन्यम्।

धन्यस्तिथिस्त्वयमनन्यसमा च वेला
धन्या यतस्त्वमभिषिक्त इह स्वराज्ये ॥ १३३ ॥

॥ इंद्रवज्रा ॥

वेदेंदुनंदावनिसंख्यवर्ष-
श्रीश्रावणानुज्ज्वलपंचमीयम् ।
श्रीसोमवारेण युता न केषां
वंद्यात्र ते राज्यपदाभिषेकात् ॥ १३४ ॥

॥ पुष्पिताग्रा ॥

जय जय जय जीव जीव दीर्घं
समयमवानुदिनं मुदा प्रजाः स्वाः ।
नयविनयविवेकधैर्यधुर्यो
निरवधिहर्षकरो भवाखिलानाम् ॥ १३५ ॥
अनुदिनमनुवेलमुर्वरेंदो
मृदुलतरैश्च मनोहरैः करैस्त्वम् ।
अविषममनुरंजयन् प्रजाः स्वा
उदयमुपैहि सह स्वराज्यलक्ष्म्या ॥ १३६ ॥
कति कति न हि संति भूपपुत्राः
प्रतिनगरं प्रतिपत्तनं पृथिव्याम् ।
त्वमिव तु जगति त्वमेव राज-
न्निरवधिसद्गुणरत्नराशिरेकः ॥ १३७ ॥

किमिति बहुतरैर्वचोभिरुर्वी-
रमण गुणार्णव हे मुहुर्वदामः ।
जय जय जय रंजयन् प्रजाः स्वा
इति सततं परमेशमर्थयामः ॥ १३८ ॥

॥ शार्दूलविक्रीडितं ॥

राजन् पूर्णनयं दयार्द्रहृदयं त्वां तेऽथ सन्मंत्रिणो
मित्राणि प्रणयप्रबद्धहृदयान्यार्यांश्च विद्यागुरून् ।
भक्तं त्वय्यनुजं महोत्तमगुणं बंधूंश्च सद्बांधवान्
पायान्नित्यमुमाहृदीश्वर इमाः सौख्यव्रजाश्च प्रजाः १३९

---

॥ पुष्पिताग्रा ॥

शिवजिरिति बभूव कच्छदेशे-
ऽतुलधनपात्रमुमापतिप्रसादात् ।
अजनि च जयरामसंज्ञकोऽस्मा-
द्विनयमयस्तनयो दयोदयार्द्रः ॥ १४० ॥

॥ स्वागता ॥

खीमजीति गुणरत्ननिधानं
संबभूव जयरामतनूजः ।
शास्त्रविज्ञजनसंगरसज्ञः
स्वीयभूपतिपदांबुजभक्तः ॥ १४१ ॥

॥ रथोद्धता ॥

मुंदरापुरनिवासिनामुना
भट्टिवंशमणिना विवेकिना ।
शास्त्रसिंधुविनिमग्नमानसा
विश्वनाथवरसंज्ञशास्त्रिणः ॥ १४२ ॥

॥ स्वागता ॥

प्रार्थिता भुजपुरीपुरुहूत-
स्याभिषेकसमयोचितमेकम् ।
मानपत्रमिह वः प्रियशिष्यः
कोऽपि संलिखतु देवगिरेति ॥ १४३ ॥

॥ रथोद्धता ॥

निर्निमित्तसुजनत्वसिंधव-
स्तेनिजेऽनुज इवात्र सोदरे ।
चक्रुरार्यगुरुकिंकरे मयि
स्वं निदेशममलं दयालवः ॥ १४४ ॥

॥ शार्दूलविक्रीडितं ॥

विद्वद्वृंदविभूषणायितगुणैः श्रीदेशिकैकाश्रयैः
श्रीमद्वल्लभजिद्द्विजेंद्रतनयैः श्रीविश्वनाथाह्वयैः ।
आज्ञप्तेन मया *दयामयगुरुश्रीकेशवानुग्रहात्
क्लृप्तेयं कृतिपुष्पवृष्टिरचलापालाभिषेकोत्सवे ॥ १४५ ॥

---

*दयामयगुरुश्रीकेशवानुग्रहालोकालंबवता कृता कृतिरियं भूयात्सतां तुष्टये । इति पाठांतरं ॥

॥ वसंततिलका ॥

माहेश्वरात्मजनुषोऽर्धशशांकमौले-
र्दासस्य वर्यगुरुकेशवधर्मसूनोः ।
एतां कृतिं मम जटाशिवमित्रमौलेः
प्रेम्णा विलोकयतु कच्छमहीमहेंद्रः ॥१४६॥

॥ अनुष्टुप् ॥

महाराजश्रीरवाजिपाठशालैकशास्त्रिणा ।
कृता शंकरलालेन कृतिरेषा सतां मुदे ॥ १४७॥

॥ मंदाक्रांता ॥

कल्याणं नः कलयतु कृपासागरश्चंद्रमौलि-
र्भक्ताभीष्टार्पणसुरतरुः पार्वतीप्राणबंधुः ।
यत्पादाब्जस्मृतिरपि महामंगलाभंगलक्ष्मीः
सद्यः सूते हरति च महापापसंतापसंघान् ॥ १४८ ॥

---

॥ अनुष्टुप् ॥

निर्निमित्तकृपापूर्णस्वांताः सद्गुरवो मम ।
संतु प्रसन्ना मयि ते श्रीमत्केशवशास्त्रिणः ॥ १४९ ॥

---

समाप्तेयं शीघ्रकवि शंकरलालशर्मणः कृतिः ॥

## श्रीगणेशाय नमः

### વસંતતિલકા.

જેની જરા નજરથી સુખ સર્વ થાય,
સંસારનાં વિવિધ દુઃખ સદા સમાય;
તે શંભુનાથ કરજો મુજને સહાય,
જેથી ધરાપતિતણા ગુણ વર્ણવાય.

### હરિગીત.

વિદ્યા-વિવેક-વિનયવડે નિર્મળ રહે જેની મતિ,
મન માનતાં સુખ મેળવો ખેંગારજી પૃથિવીપતિ;
મિરજાંમહારાઓ તણો ઇલ્કાબ શુભ શોભાવજો,
શુભ શીલ ને સરલાઇથી રૈયતતણે મન ભાવજો. ૧
વર્ણન કરૂં શું વાણિએ ગુણ આપના અત્યંત છે,
પ્રેમે પ્રજાને પાળવા મનમાં ખરેખર ખંત છે;
પાસે પવિત્ર વિચારના ગુણવાન એક દિવાન* છે,
શુભ ગુણવડે સરકારમાં જેનું નિરંતર માન છે. ૨
વિદ્વાન વિદ્યાગુરૂ† અને ગુરૂજનતણા શુભ સંગમાં,
પામ્યા પ્રજાના પ્રેમને અત્યંત આજ ઉમંગમાં;
શુભ ગુણતણા શણગારને સુકુમાર અંગવિષે ધર્યા,
અત્યંત દુર્ગુણ દોષને અંતરથકી અળગા કર્યા. ૩
ન્યારી અનીતિ કરી પ્રથમ પ્યારી કરી છે નીતિને,
સારી કરી પ્રીતિ પ્રજાપર રાખતાં શુભ રીતિને;
ધીરજ અને નિજધર્મમાં શુભ કર્મમાં વખણાઇને,
સમદૃષ્ટિથી નિજપાસમાં રાખ્યા કલૂભા ભાઇને. ૪

---

* રાવ બાહાદૂર મણિભાઈ જસભાઈ. † રા. રા. છોટાલાલ સેવકરામ.

પૂર્વે થયેલા પૂર્વજોના પૂર્ણ સદ્ગુણ મેળવી,
પ્રેમી પ્રજાના નાથ આપે બુદ્ધિને બહુ કેળવી;
દેશાટણે સુખ દેખિને પરદેશમાં પણ સંચર્યા,
નિરખી નયનથી દેશ સઘળા પ્રેમથી પાછા ફર્યા. ૫
નિજનું અને નિજની પ્રજાનું કુશળ શી રીતે થશે?
સુખરૂપ સારો લાભ તે સંસારમાં શેમાં હશે?
એવો વિચાર કરી મહારાજા ધરો પગ ધરતિએ,
અંતરવિષે અનુભવવડે આજે અમે એ વરતિયે. ૬
દીઠા અમે નિજ દૃષ્ટિયે બહુ કુશળ રાજકુમારને,
સમજે નહીં જે રાજ્યના સુવિચાર કે આચારને;
પણ આપ તો ધરતીધણી છો કુશળ સઘળી વાતમાં,
હે ભુજનગરના નાથ તેથી ભાત પાડી જાતમાં. ૭
સંસારના સંબંધનું સાચું સ્વરૂપ વિચારિને,
પરણ્યા પ્રણયથી આ વરસમાં કુશળ રાજકુમારીને;
લાયક થયા છો રાજ્યના અભિષેકને આજે તમે,
એ વાત સઘળા લોકને અત્યંત અંતરમાં ગમે. ૮
પ્રેમે પ્રજાને પાળજો સંભાળજો નિજનીતિને,
જય અધિક વાધે તેમ કરજો દુષ્ટજનને જીતિને;
મનના મનોરથ પૂરશે જે પરમ જગદાધારજી,
ભુજનાથ રાજકુમાર જુગ જુગ જીવજો ખેંગારજી. ૯

---

# ભાષાંતર.

**नमः श्रीराजराजेशचरणांबुजरेणवे ।**
**वशीकरणचूर्णाय सद्विद्यानलिनीदृशां ॥**

સદ્વિદ્યારૂપી કામિનીઓને વશ કરવાના ચૂર્ણરૂપ શ્રીરાજરાજેશ્વર (શંકર)ના ચરણકમળના પરાગને હું નમસ્કાર કરૂં છું. (૧) દયામય મનવાળા શ્રી કેશવ-

ભગવાન્ અને મહેશ્વર મહાદેવજીને હું પગે લાગું છું; કે જેઓની થોડીક કૃપાદૃષ્ટિજ નિરંતર આ માણસનું (મારૂં) સર્વસ્વ છે. (૨)* પ્રેમથી પરસ્પર વશ થઇ રહેલાં શંકર-પાર્વતીની દૃષ્ટિરૂપી વૃષ્ટિ, કે જે કલ્યાણરૂપ વેલને વધારવામાં તત્પર છે, પાપને ને તાપને ટાળનારી છે, સુંદર નિરખવાવાળી છે, ઘાટા (પ્રેમ) રસના ભારથી ભારે થયેલી છે, આનંદથી ભરેલી છે, જગતને આનંદ ઉપજાવે છે, અને જે પવિત્ર છે, તે દયાભરેલી દૃષ્ટિરૂપી વૃષ્ટિ મારી ઉપર પડયા કરજો. (૩)

પૃથ્વીપતિ મહારાઓશ્રી પેહેલા ખેંગારજીના કુળનેવિષે ઉત્પન્ન થએલા રાજાઓમાં રત્નસરખા મિરજાં મહારાઓ શ્રી ૭ ખેંગારજી કે જેનો, પૃથ્વીરૂપી વનિતા સાથે વિવાહ થયો છે, (એટલે જે તખ્તનશીન થયા છે,) તેની ઉપર શ્રી શંકર-પાર્વતીની કૃપારૂપી કલ્પલતા ફળજો, કે જે સર્વ તાપને ટાળનારી તથા કલ્યાણ અને સંપત્તિરૂપ અનેક ફળોને આપનારી છે. (૪)

હે ઉત્તમ સભાસદો! તમો કે જેઓ પૂરાં પુણ્યથી એકઠા થયેલા છો અને રાજ્યભક્તમાં મુખ્ય ગણવાયોગ્ય છો, તેઓ આ મારી પ્રાર્થના સાંભળો. (૫)—

કચ્છ દેશના અધિપતિ પેહેલા મહારાઓ શ્રી **ખેંગારજી**,[1] સર્વ રાજાઓએ માન આપેલા, શુરપણાના ને ધીરપણાના સમુદ્રસરખા, અને પ્રેમના સ્થાનકરૂપ હતા કે જેઓનું વારંવાર અતિ પરાક્રમ તથા રણસંગ્રામમાં રસિકપણું જોઇને પ્રેમથી પરવશ થયેલી જયલક્ષ્મી ખુશીથી તેને વરી હતી. (૬) એ શૂરવીર મહારાજા પૃથ્વી પાળતા હતા ત્યારે સ્વચ્છ કચ્છ દેશમાં સઘળી પ્રજા હર્ષને પામી હતી; ચિંતા અને ઉદ્વેગ દુશ્મનોના હૃદયમાંજ હતાં† અને વિરામવગરની અતિવૃષ્ટિ તેના શત્રુઓની સ્ત્રિયોનાં બે નેત્રોનેવિષે નિરંતર રેહેતી હતી.‡ અર્થાત્ શત્રુની સ્ત્રિયોની આંખોમાંથી બહુ આંસુ પડતાં હતાં. (૭) તેમણે સાવધાન ચિત્તથી કોઈ મોટા ભયંકર સિંહને તરવારવડે હણીને અહમદાબાદના બાદશાહને¶ મોતના મોઢામાંથી મેલા-

---

* આ શ્લોકમાં બીજો અર્થ એવો થાય છે કે કેશવ એટલે જામનગરના રેહેવાસી કૈલાસવાસી શાસ્ત્રીજી કેશવજી, કે જે આ લખનારના વિદ્યાગુરૂ હતા. તથા મહેશ્વર એટલે મોરબીના રેહેવાસી ભટ્ટ માહેશ્વર, કે જે આ લખનારના પિતા હતા. તેઓને સાથે નમસ્કાર કર્યા છે. † અર્થાત્ પ્રજાને ચિંતા અને ઉદ્વેગ ન હતાં. ‡ અર્થાત્ અતિવૃષ્ટિ એટલે વરસાદની ભયંકર એલીઓ પ્રજામાં થતી નહીં. (અતિ વૃષ્ટિથી પ્રજાને બહુ હાનિ પોચે છે). ¶ મહમદ બેગડાને.

વ્યો હતો* તેનેલીધે તેમને તે પાદશાહપાસેથી છત્ર-ચામરાદિ રાજચિન્હોસહિત શ્રીમન્ મિરજાં મહારાઓનો ઉત્તમોત્તમ ઇલ્કાબ (ચાંદ) મળ્યો હતો. (૮) તીક્ષ્ણ ગ્રીષ્મઋતુના ઉગતા સૂર્યના સરખા પ્રતાપી આ કચ્છ દેશના ધણી પેહેલા મિરજાં મહારાઓ શ્રી ખેંગારજીએ અનેક શૂરા શત્રુઓને જીતીને લાખિયારવિયરા નામના નગરમાં રાજ્ય કર્યું હતું. (૯) એ મહારાઓ શ્રી ખેંગારજીને રાજ્યાભિષેક (પટ્ટાભિષેક) સંવત્ ૧૬૦૨ ના જેઠ વદી ૧૧ ને રોજ થયો હતો. (૧૦) પૃથ્વીપતિ પેહેલા મિરજાં મહારાઓ શ્રી ખેંગારજીના પ્રતાપના બહુ તાપ લાગવાથી અતિ આકુળ થયેલા સઘળા શત્રુઓ બધું છોડી દઇને ઉદાસ અંતઃકરણે કયાંય પહાડમાં કે વનમાં સંતાઇ જઇને વસ્યા હતા. (૧૧) શૂરતા, ધીરતા, અને ઉદારતાની મૂર્ત્તિરૂપ તથા સારાં ચરિત્રોના તો એક સમુદ્રસરખા માયાળુ મહારાજ રાઓ શ્રી ખેંગારજીનો પ્રતાપ અને ચારેકોર પસરી ગએલી કીર્તિને કોણ ગાઇ શકે ? (૧૨) મહારાજા રાઓ શ્રી ખેંગારે સંવત્ ૧૬૧૦ માં સઘળી સમૃદ્ધિવાળું ભુજ • નામનું શેહેર બાંધ્યું હતું. (૧૩)

પેહેલા મિરજાં મહારાઓ શ્રી ખેંગારજી સ્વર્ગવાસી થયા પછી સવારના સૂર્યની પેઠે વધતાજતા પ્રતાપવાળા, સઘળા શત્રુઓના સમૂહને જીતીલેનાર અને કરૂણાના સમુદ્રસરખા મહારાઓ શ્રી **ભારમલ્લ**[2] ધરતીના ધણી (રાજા) થયા. (૧૪) પેહેલા મિરજાં મહારાઓ શ્રી ભારમલ્લને સંવત્ ૧૬૪૦ ના વૈશાખ શુદિ ૧૧ ને રોજ પટ્ટાભિષેક થયો હતો. (૧૫)

આ પેહેલા મહારાઓ શ્રી ભારમલ્લ કે જેને પોતાનો પ્રતાપજ એક સાથી હતો તે સઘળા કચ્છ દેશની પૃથ્વીનું રાજ્ય ભોગવીને સ્વર્ગમાં જતાં (સ્વર્ગવાસી થતાં) કીર્ત્તિ અને ઉદારતામાં ભોજરાજા જેવા પેહેલા મિરજાં મહારાઓ શ્રી **ભોજરાજ**[3] પૃથ્વીરૂપી પત્ની (રાજ્ય) ને પામ્યા. (૧૬) મહારાઓ શ્રી ભોજરાજનો પટ્ટાભિષેક સંવત્ ૧૬૮૮ ના વૈશાખ શુદિ ૧૧ ને રોજ થયો હતો. (૧૭)

સંતતિ વગરના પેહેલા મિરજાં મહારાઓ શ્રી ભોજરાજ સ્વર્ગના રાજ્યમાં

* એક સિંહનો શિકાર કરવા મહમદ બેગડાની સવારી ચડી હતી. માણસના ગડબડાટથી તે વખતે સિંહે ભુરાંટો થઈ હાથી ઉપર તલપ મારી જેથી સઘળા અનુચરો વિખરાઈ ગયા અને રાઓશ્રી ખેંગારજીએ તે સિંહને ગાળ આપવાથી સામો આવતાં તેને સાંગથી મારી નાંખ્યો અને એ બહાદુરી ઉપરથી બાદશાહે તેને ખેતાબ આપ્યો.

જતાં (સ્વર્ગવાસી થતાં) તેના ભાઇ મેઘરાજજીના પુત્ર પૃથ્વીપતિ મહારાઓ શ્રી ખેંગારજી[૪] કે જે રાજાઓમાં ઉત્તમ હતા તે કચ્છ દેશની રાજ્યલક્ષ્મી ભોગવવા લાગ્યા. (૧૮) સંવત્ ૧૬૯૬ માં તે બીજા મહારાઓ શ્રી ખેંગારજીએ પંચાણજીને ગાદીએથી ઉઠાડી મેલીને રાજ્ય પોતે લઇ લીધું હતું. (૧૯) અહો! પૃથ્વી ઉપર શાન્ત અને દાન્ત એવા કલંકવગરના પુરૂષો પણ કુળમાં રહેલાં થોડાં કલંકને શું રહેવા દેછે? (નથી રહેવા દેતા. ૨૦) બીજા મહારાઓ શ્રી ખેંગારજી નરેશ્વર (રાજા) થયા તેનું કારણ એ કે મહારાઓ શ્રી ભોજરાજજીના પુત્ર પંચાણજી રાખેલીથી જન્મ્યા હતા તેથી તેને ઉઠાડી મેલ્યા. (૨૧)

ચારણની સ્ત્રીએ શાપ દેવાથી બીજા મિરજાં મહારાઓ શ્રી ખેંગારજી સ્વર્ગવાસી થતાં તેના નાનાભાઈ **તમાચી**[૫] પૃથ્વીપતિ (રાજા) થયા, કે જે અર્વાચીન રાજા છતાં પણ પ્રાચીન રાજા જેવા પુણ્ય અને પ્રતાપવાળા હતા. (૨૨) એ પૃથ્વીપતિ મિરજાં મહારાઓ શ્રી તમાચીને સંવત્ ૧૭૧૧ના કાર્ત્તિક વદિ ૭ ને રોજ પટ્ટાભિષેક થયો હતો. (૨૩)

એ મહારાઓ શ્રી તમાચી સ્વર્ગવાસી થયા પછી, જેણે શત્રુઓનાં રાજ્ય અને ધન હરી લીધાં હતાં, એવા મિરજાં મહારાઓ શ્રી **રાયધણજી**[૬] (પેહેલા) પૃથ્વીને ભોગવવા લાગ્યા. (૨૪) તે મહારાઓ શ્રી રાયધણજી સંવત્ ૧૭૨૨ ના જ્યેષ્ઠ શુદિ ૧૧ને રોજ ગાદીએ બેઠા હતા. (૨૫) જ્યારે પેહેલા મહારાઓ શ્રી રાયધણજી રાજ્ય કરતા હતા ત્યારે સર્વ માણસો સુખી હતાં. મનવિષે કોઇને કાંઈ બીક નહોતી. પણ એ બીક પોતાની મેળે તેના શત્રુઓને જઈ વરી હતી. અર્થાત્ શત્રુઓને બીક લાગતી હતી પણ માણસોને કોઈની બીક ન હતી. (૨૬) પોતાના કુળને ઘટે તેવા ધર્મમાં તત્પર અને પોતાના રાજાનું કલ્યાણ વિચારનારા પુરૂષો તથા પોતાના પ્રાણનાથને પરમેશ્વર માનનારી કુલીન સ્ત્રિયો ઘેરઘેર શોભતી હતી. (૨૭) કરૂણા આવી જાય એવી રીતે ઉત્તમ કવિઓએ યાચના કરવાથી તે ઉદાર મનના પેહેલા મહારાઓ શ્રી રાયધણજી, પાસે આવીને એવી રીતે (ધન) આપતા હતા કે જેવી રીતે તે કવિઓ આ પૃથ્વીમાં (બીજાઓને) બહુ માગવા યોગ્ય એટલે ઘણા ધનવાળા થતા હતા. (૨૮)

પછી પૃથ્વીપતિ પેહેલા મિરજાં મહારાઓ શ્રી રાયધણજી સ્વર્ગવાસી થતાં

તેના ત્રણ પુત્રમાંથી નાના પુત્રે મોટા પુત્ર* રવાજીને પોતાના બાપનો સહચારી કર્યો એટલે મારી નાંખ્યો. (૨૯)

રવાજીના મરણ પછી પેહેલા મિરજાં મહારાઓ શ્રી **પ્રાગ્મલ્લજી**[७] (મહારાઓ શ્રી રાયધણજીના નાના પુત્ર) રાજા, સંવત્ ૧૭૫૪ ના અષાઢ વદિ ૪ ને રોજ વિજયી થયા એટલે ગાદીએ બેઠા. (૩૦)

મહાપરાક્રમી મહારાઓ શ્રી રાયધણજીના ત્રીજા પુત્ર (મહારાઓ શ્રી પ્રાગ્મલ્લજી પેહેલા) દેવલોક પામતાં તેના પુત્ર (ગોડજી પેહેલા) પૃથ્વીપતિ થયા. (૩૧) એ કચ્છના ધણી મહારાઓ શ્રી **ગોડજીને**[८] સંવત્ ૧૭૭૨ ના પોષ વદિ ૮ ને રોજ પટ્ટાભિષેક થયો હતો. (૩૨)

પેહેલા મહારાઓ શ્રી ગોડજી સ્વર્ગવાસી થતાં શત્રુના દેશને જીતનાર પેહેલા મહારાઓ શ્રી **દેશળજી**[९] ભુજનગરમાં અધિપતિ થયા. (૩૩) એ ભુજનગરના રાજા પેહેલા મહારાઓ શ્રી દેશળજી ઉપર સંવત્ ૧૭૭૫ ના માર્ગશીર્ષ વદિ ૮ ને રોજ પટ્ટાભિષેક થયો હતો. (૩૪)

માગણલોકોને કલ્પતરૂસરખા માયાળુ મહારાઓ શ્રી (પેહેલા) દેશળજી સ્વર્ગવાસી થતાં કચ્છમાં મહારાઓ શ્રી **લખપતજી**[१०] નામના રાજા થયા. (૩૫) એ મહારાઓશ્રી લખપતજીને સંવત્ ૧૮૦૮ ના જેઠ વદિ ૧૧ ને રોજ રાજ્યાભિષેક થયો હતો. (૩૬)

અનેક પ્રકારનાં પરાક્રમોથી પૃથ્વીપતિ મહારાઓ શ્રી લખપતજી દેવતાઓને સુખદેનારા થતાં એટલે સ્વર્ગવાસી થતાં ત્યારપછી શુભકીર્તિવાળા બીજા મહારાઓ શ્રી **ગોડજી**[११] કચ્છના ધણી થયા. (૩૭) એ બીજા મહારાઓ શ્રી ગોડજીને સંવત્ ૧૮૧૭ ના જ્યેષ્ઠ વદિ ૬ ને દિવસે રાજ્યાભિષેક થયો હતો. (૩૮)

પૃથ્વીપતિ બીજા મહારાઓ શ્રી ગોડજી પોતાનાં પુણ્યવડે વૈકુંઠલોકમાં સીધાવતાં શોભાયમાન ભુજનગરમાં બીજા મહારાઓ શ્રી **રાયધણજી**[१२] ગાદીના ધણી થયા. (૩૯) તેને સંવત્ ૧૮૩૫ ના શ્રાવણ શુદિ ૧૩ ને રોજ રાજ્યાભિષેક થવાનો ઉત્સવ થયો હતો. (૪૦)

---

* રાયધણજીને ત્રણ પુત્ર હતા તેમાં મોટાએ રાજ્યનો હક છોડી દઈ ગરાસ લીધો હતો તેથી આંહી વચેટને મોટો પુત્ર લેખ્યો છે.

બીજા મહારાઓશ્રી રાયધણજી દેવલોક પામતાં ભારે ભુજનગરમાં ધીરજના સિંધુ એટલે સમુદ્ર સરખા બીજા મિરજાં મહારાઓ શ્રી ભારમલ્લજી[13] ભૂમિનો ભાર ઉપાડનાર (રાજ્યના માલેક) થયા. (૪૧) એ મહારાજાનો રાજ્યાભિષેક સંવત્ ૧૮૭૦ ના કાર્તિક શુદિ ૧૩ ને દિવસે આનંદથી થયો હતો. (૪૨)

વિદ્યાવાળા અને ગુણને જાણનાર તે બીજા મહારાઓશ્રી ભારમલ્લજી જીવતાં છતાં વિનયવાળા યુવરાજ બીજા મહારાઓ શ્રી દેશળજી[14] પૃથ્વીને પાળવા લાગ્યા. (૪૩) એ બીજા મહારાઓશ્રી દેશળજીના રાજ્યાભિષેકનો ઉત્સવ સંવત્ ૧૮૭૫ ના ચૈત્ર શુદિ ૧૩ ને રોજ થયો હતો. (૪૪) રાજાઓને શોભે તેવા સઘળા ગુણવાળા, વિદ્યા અને વિવેકથી ભરેલા, શૂરના, ઉદારતા અને દયાથી ભરેલા તથા પૃથ્વીને શોભાવે એવી કીર્તિવાળા શોભાયમાન ધરતીના ધણી બીજા મહારાઓ શ્રી દેશળજી ઔરસ પુત્ર સરખી પોતાની સઘળી પ્રજાને પાલણ-પોષણ કરતા પ્રખ્યાત પરાક્રમવાળા થયા હતા. (૪૫) એ બીજા મહારાઓ શ્રી દેશળજી રાજ્ય કરતા હતા ત્યારે સઘળી પ્રજા સુખરૂપ સુધાના સમુદ્રમાં મગ્ન હતી. અર્થાત્ પ્રજા ઘણી સુખી હતી. કોઇને ક્યાંઈથી સ્વપ્નમાં પણ કશી બીક હતી નહિ અને દંડ દેવાની નીતિ દીઠી કે સાંભળી પણ ન હતી. (૪૬) નિર્મળ ચિત્તવૃત્તિવાળા એ અવનિપતિના નિર્મળયશને હું શું વખાણું? આજ પણ ઘણા પ્રતાપી તે મહારાજાના યશને જગતમાં ઘણા લોકો ગાયા કરે છે. (૪૭) ઘણી લક્ષ્મીવાળા રાજાઓ સેંકડો કે હજારો થઈ ગયા છે, થયા કરે છે તેમજ સુંદરપણા અને શૂરપણાથી ભરેલા જે હજારો રાજા થવાના છે તેઓમાં વખાણવાયોગ્ય શીલ અને ચરિત્રવાળા મહારાઓ શ્રી દેશળજી મહારાજની બરોબર નીતિને પાળનારા રાજાઓ ભૂમંડળમાં દુર્લભ છે. (૪૮) માણસોએ વખાણવાયોગ્ય ગુણના સમૂહવાળા, સુજનતા અને સુશીલતાને રમવાના ઠેકાણારૂપ, મનુષ્યલોકના પ્રખ્યાત રત્નરૂપ, કચ્છની ધરતીનું શરીર ધારણ કરી આવેલું જાણે ભાગ્ય હોય અને પ્રજાનું જાણે ઉત્તમ પુણ્ય હોય એવા તે મહારાજાને પણ અરેરે! દુષ્ટ આગ્રહવાળી અને પૃથ્વી ઉપર પીડા કરનારી દૈવગતિએ ઇંદ્રલોકના અતિથિ એટલે સ્વર્ગવાસી કર્યા. (૪૯) શૌર્ય, ઔદાર્ય અને દયાના રસથી કોમળ અંતઃકરણવાળા, વિદ્યા, નીતિ અને વિવેકને રહેવાના ભુવનરૂપ, તે ધરતીના ધણી (બીજા મહારાઓ શ્રી દેશળજી) કૈલાસપર્વતનું સ્થાનક શોભાવતાં એટલે

સ્વર્ગવાસી થતાં, પરંપરાથી ઉતરતાં આવતાં પોતાનાં રાજ્યાસનને, પૃથ્વી ઉપર પ્રખ્યાત શૂરતા અને ધીરતાવાળા બીજા મિરજાં મહારાઓ શ્રી પ્રાગ્મલ્લજીએ[૫] શોભાવ્યું. અર્થાત્ રાજ્યની લગામ હાથમાં લીધી. (૫૦) એ બીજા મિરજાં મહારાઓ શ્રી પ્રાગ્મલ્લજીનો પટ્ટાભિષેક સંવત્ ૧૯૧૭ ના વર્ષે શ્રાવણમાસની અંજવાળી અગિયારશને દિવસે થયો હતો. (૫૧) તે રાજા રાજ્યપદને શોભાવતા એટલે રાજ્ય કરતા હતા, ત્યારે કચ્છપ્રાંતની પૃથ્વીના ભાગ્યનો ઉદય થયો હતો. તેને અભિષેક થયો (ગાદી મળી) તે દિવસથી કચ્છ દેશના સર્વે રહેવાસીઓ પણ થોડા વખતમાં પૈસાવાળા થઈ ગયા. (૫૨) ઘણુંકરીને રાજાના ભુવનમાં ચાડીઆ, ધૂતારા, વેશ્યા, નટડા અને ભડવાઓ બહુ જોરાતા થઇ જાય છે; પણ આ રાજા રાજ્યગાદી ઉપર આવતાં તો વિદ્યા, નીતિ અને ઈશ્વિર ઉપર પ્રેમ રાખનારા પુરૂષોનું પ્રબળ વધ્યું. (૫૩) આ મહારાઓશ્રીએ ધૂતારાના ધૂતારાપણામાં અને ચાડીઆઓની ચાડી કરવાની યુક્તિમાં મન પરોવ્યું ન હોતું. (૫૪) જેનું ધનમાંજ એક ચિત્ત બંધાઈ ગયું હોય એવા રાજાઓ પ્રત્યેક દેશમાં અને શેહેરમાં કેટલા કેટલા નથી? પરંતુ પુત્રની પેઠે પ્રજાને પાળનાર અને આકરો કર લેવાનું મેલી, દેનાર રાજા તો તે (બીજા મિરજાં મહારાઓ શ્રી પ્રાગ્મલ્લજી) એકજ હતા. (૫૫) પ્રેમી પુરૂષોમાં પ્રથમ ગણવા યોગ્ય, ધીરી બુદ્ધિવાળા, નીતિઉપર પ્રીતિવાળા, અનીતિમાં લાગેલા મનવાળા મનુષ્યોના કરાળ કાળરૂપ, ગંભીરાઇના સાગર સરખા-દયાથી કોમળ હૃદયના, અને જેનું પરાક્રમ તથા ઉદય પસરી ગયો હતો એવા બીજા મિરજાં મહારાઓ શ્રી પ્રાગ્મલ્લજીએ પૃથ્વીને પાળતાં (રાજ્ય કરતાં) પ્રજાને વશ કરી લીધી હતી. (૫૬) એ મિરજાં મહારાઓ શ્રી પ્રાગ્મલ્લજીને મૂર્તિ) માન જાણે રત્નગર્ભા (પૃથ્વી) સરખાં, મૂર્તિમાન જાણે રાજ્યલક્ષ્મી હોય, અને બીજી જાણે મનોવૃત્તિ હોય એવાં નાનીબા નામનાં પ્રાણપ્રિયા પટ્ટરાણી હતાં; (૫૭) કે જે રાણીએ 'આ વસુંધરા અને રાજ્યલક્ષ્મી છે' એવી સુકવિઓની વાણીને પોતાની સ્વાભાવિક ક્ષમા અને પોતાનાં સંતાનના ઘણા સારા ગુણોથી તથા અનુપમ ઉદારતાથી સાચી કરી હતી. (૫૮) મિરજાં મહારાઓ શ્રી પ્રાગ્મલ્લજીનાં તે વહાલાં રાણીએ અનેક ગુણથી ભરેલા પુત્રરૂપ રત્નને જન્મ આપ્યો. (૫૯) ગુણને જાણનારાં શ્રી નાનીબાથી ઉત્પન્ન થયેલા કુંવરનો જન્મ સંવત્ ૧૯૨૩ ના શ્રાવણ શુદિ ૧૩ ગુરૂવારને રોજ થયો હતો, (૬૦) કે જે આ કુંવરનું, ભવિષ્ય જાણના-

રાઓએ 'આ કુમાર સારા ગુણથી, શૂરવીરપણાથી અને ધીરજથી પોતાના પૂર્વજ પેહેલા મિરજાં મહારાઓ શ્રી ખેંગારજીને અનુસરશે' એમ જાણીને શ્રી ખેંગારજી એવું નામ પાડયું. (૬૧) ગંભીરતા, શૂરવીરતા, સરલતા, અને ધીરતામાં આગળ પડતા કલુભા નામના બીજા કુમારને તથા સારાં શીલથી વખાણવાયેગ્ય કુંવરીને જન્મ આપીને બાઇશ્રી નાનીબા ખરેખરાં રત્નપ્રસૂ એટલે રત્નને ઉત્પન્ન કરનારાં થયાં. (૬૨) રાજ્યલક્ષ્મીની કૃપાદૃષ્ટિથી જેના સર્વ મનોરથો પૂર્ણ થયા હતા એવા મિરજાં મહારાઓ શ્રી પ્રાગ્મલ્લજી અત્યંત સુખને ભોગવતા હતા. (૬૩) પછી પોતાના શરીરની માંદગીને અને નાની ઉમરના કુમારને જોઇને વખાણવા-યોગ્ય બીજા મિરજાં મહારાઓ શ્રી પ્રાગ્મલ્લજીએ રાવબહાદૂર મણિભાઈ જશભાઇને પોતાના દિવાન કરવા માટે ઠરાવ લખાવ્યો. (૬૪) મુખ્ય દિવાન થવાના તે રાવ-બા. મણિભાઈ જશભાઈ સઘળો કારભાર ઉપાડી લે તેવા સમર્થ છે એમ વિચારીને પૃથ્વીપતિ મહારાઓ શ્રી પ્રાગ્મલ્લજી ચિત્તમાં ચિન્તારહિત થયા. (૬૫) સર્વે શત્રુઓને જીતીને, ચંદ્રમાના જેવા પોતાના ઉજ્વળ યશ ફેલાવી રાજ્યનાં સુખોને ભોગવી અને કચ્છ પ્રાંતની પ્રજાને પુત્રની પેઠે પાળીને આપણાં મૂર્તિમાન ભાગ્યરૂપ તથા માગણલોકોના નિર્મળ ચિન્તામણિરૂપ તે સમર્થ મહારાજા (બીજા મિરજાં મહા-રાઓ શ્રી) પ્રાગ્મલ્લજી અરે રે! કૈલાસવાસી થયા. (૬૬) ત્યારપછી મહારાઓ શ્રી પ્રાગ્મલ્લજીના વિરહની પીડાથી પીડાતી પૃથ્વીને અને કચ્છ પ્રાંતની પ્રજાને રાવ-બા. મણિભાઈ જશભાઇએ પોતાના ગુણોવડે પીડા વગરની કરી. (૬૭) તેમજ મિરજાં મહારાઓ શ્રી પ્રાગ્મલ્લજીનાં અર્ધાંગરૂપ દયાળુ રાજ્યમાતા બાઇશ્રી નાની-બા કે જે નિરંતર નીતિથી, ઉદારપણાથી અને વહાલ (નિરવધિ વાત્સલ્ય) થી ભરે-લાં હતાં; તે પુત્રની પ્રમાણે પોતાની પ્રજાને પાળતાં હતાં. (૬૮) વહાલથી ભરેલાં રાજ્યમાતા બાશ્રી નાનીબાએ વિદ્યારૂપ ધન મેળવવાને યોગ્ય થયેલા પોતાના બે પુત્રને જોઇને 'ઉત્તમ વિદ્યાવગર રાજા કદિ પણ સુખને પામતો નથી' એવી રીતે ચિત્તમાં વિચાર કર્યો. (૬૯) એટલુંજ નહીં પરંતુ 'કેવી રીતે પોતાના હેતુ-વર્ગને વિષે વર્તવું, કેવી રીતે પોતાની પ્રજાને વિષે વર્તવું અને કેવી રીતે માતાઓને-વિષે વર્તવું, તે વિદ્યાવગર જાણવામાં આવતું નથી. (૭૦) વિદ્યા વિનયને આપે છે, વિદ્યા વિજયને આપેછે, વિદ્યા શોભા આપે છે, અને વિદ્યા પોષણ કરે છે. રાજાએ સારી વિદ્યાથી ન મેળવી શકાય એવો કોઇ પણ ઉદય હું દેખતી નથી.'

(૭૧) એમ વિચાર કરીને પોતાના કુમારને વિદ્યા અને નીતિવાળા કરવાસારૂ તે રાજ્યમાતા બાઇશ્રી નાનીબાએ, વિદ્યાથી નિર્મળ મનવાળા અને ન્યાયને જાણનારા મુખ્ય કારભારી રાવ બા. મણિભાઈ જશભાઇને આજ્ઞા કરી. (૭૨) રાજ્યમાતા બાઈશ્રી નાનીબાની એ આજ્ઞાને રાવ બા. મણિભાઇએ માથે ચડાવીને એ રાજકુમારોને વિદ્યા ભણાવવાનેમાટે હોંશથી અનેક પ્રયત્નો કર્યાં. (૭૩) કુમાર શ્રી કલુભાસહિત મહારાઓ શ્રી ખેંગારજીને સારી વિદ્યાવાળા થવાસારૂ વિદ્યાગુરૂ વિદ્વાન્ રા. રા. છોટાલાલભાઇને સોંપવામાં આવ્યા, અને તે છોટાલાલભાઇએ તેઓને પ્રેમથી વિદ્યા ભણાવી. (૭૪) શ્રેણીબુદ્ધિના રાજકુમાર રાઓ શ્રી ખેંગારજી, સારૂં લખવાની હુશિયારી પામ્યાપછી અંગ્રેજી ભાષાનું વિશેષ જ્ઞાન, તે ભાષામાં બોલવા-લખવાનું ડાહાપણ અને ગીર્વાણવાણીની ચતુરાઈ પામ્યા. (૭૫) મહારાઓ શ્રી ખેંગારજીને કાવ્યકોશમાં વિદ્વાનપણું મેળવતાં, રાજનીતિમાં અદ્વિતીયપણું મેળવતાં, અને રસ જાણનારાઓમાં મુખ્યપણું મેળવતાં પણ વાર લાગી નહીં. (૭૬) 'પૃથ્વીનેવિષે રાજાને દેશાટન કરવું તે પેહેલું ચતુરાઇનું મૂળ કહેવાય છે.' એમ વિચારીને મિરજાં મહારાઓ શ્રી ખેંગારજીએ રા. રા. છોટાલાલભાઈ વિદ્યાગુરૂની અને મે. રાવબહાદૂર મણિભાઈ મુખ્ય દિવાનની સંમતિ લઈને પછી માજી પાસે આજ્ઞા માગી. (૭૭) મિરજાં મહારાઓ શ્રી ખેંગારજીને રાજ્યમાતા બાઈશ્રી નાનીબાએ કહ્યું કે 'હે પુત્ર! મારૂં જીવન એક તમેજ છો, તમારા વિના મારે એક મિનિટપણ વરસ જેવડી જાય છે તે શું તમે નથી જાણતા? (૭૮) તેમ છતાં પણ આપણા દેશોને મેલીને બીજા દૂર દેશોમાં જવાની ઇચ્છા રાખો છો તો હું તમને રોકવાને ચાહાતી નથી; કેમકે દેશાટન એ ચતુરાઇને શીખવવામાં ગુરૂ છે. (દેશાટનથી ચતુરાઇ આવે છે.) (૭૯) કુમાર! એટલામાટે ભલે પધારો. શરણે આવેલા પીડિત લોકોની પીડા હરનાર, સર્વે મનોરથને પૂરનાર અને પ્રાણીમાત્રનું પોષણ કરનાર પાર્વતીના પતિ શંકર માર્ગમાં તમારૂં કલ્યાણ કરશે તથા તમારાં સર્વ વિઘ્નોને દૂર કરશે. (૮૦) કરૂણાથી પૂર્ણ અંતઃકરણવાળા પાર્વતીના પરમેશ્વર સદાશિવ અહિં ફરીને એવો દિવસ આપશે કે, જેને વિષે આનંદના સમુદ્રમાં મગ્ન થઇને હું તમારૂં મુખારવિંદ જોઇશ' (૮૧) ઇત્યાદિ માતાનાં વચનો સાંભળીને અને તેની આશિષોને માથે ચડાવીને તથા માતુશ્રીને પ્રણામ કરીને એ મહારાઓ શ્રી ખેંગારજી હરખથી દેશાટન કરવાને પધાર્યા. (૮૨) દેશોદેશમાં સદ્ગુણી રાજાઓસાથે મિત્રાઈ બાંધીને

અને તેઓના ચિત્તને પોતાના અનેક સારા ગુણોથી આનંદ પમાડીને તથા સારા કવિઓ વખાણે તેવી પવિત્ર કીર્ત્તિને ફેલાવીને અતિઘણા આનંદેથી ભરેલા પૃથ્વી-પતિ મહારાઓ શ્રી ખેંગારજી પોતાના શેહેરમાં (ભુજનગરમાં) પધારવામાટે મુંબ-ઈથી રવાના થયા. (૮૩) એટલામાં કચ્છ પ્રાંતની પ્રજાની દયાળુ હૃદયવાળી મૂર્તિમાન જાણે ભાગ્યરૂપી સંપત્તિ હોય એવાં સદ્‌ગુણી સ્વભાવનાં બાઇશ્રી નાનીબા સ્વર્ગવાસી થયાં. (૮૪) 'ઘણા વખતના વિયોગથી દુઃખ પામતાં મારાં માયાળુ માતુશ્રીને અહો હું ત્રણચાર દિવસ પછી દેખોશ' એમ જાણે મનમાં હર્ષ ધર્યો હતો એવા મહારાઓ શ્રી ખેંગારજીએ માર્ગમાંજ તે માતુશ્રીને શિવલોક પામેલાં સાંભળ્યાં. (૮૫) (આ ખબર સાંભળતાં) તે માતુશ્રીમાં રહેલી પોતા ઉપરની વાલપને વારંવાર સંભારીને મહારાઓ શ્રી ખેંગારજીની ધીરજ રહી નહીં, દુઃખથી શૂન્ય હૃદય થઈ ગયું, આંખમાંથી આંસુ પડવા લાગ્યાં અને ખેદમાં મગ્ન થઈ જવાથી ક્યાંઈ પણ સુખ પામ્યા નહીં. (૮૬) દયારૂપી અમૃતથી જેનું અંતઃકરણ ભર્યું હતું એવાં માતુશ્રીનો વિયોગ થતાં મહારાઓ શ્રી ખેંગારજીને ઘણો ખેદ થયો. અરે! સ્વર્ગની ગાદીએ બેઠો હોય, તોપણ આ લોકમાં કયો કૃતજ્ઞ પુરૂષ માતાના કરેલા ઉપકારોને વિસારી મેલે? (૮૭) પછી પોતાની માતાના વિયો-ગથી જેમનું મન ખેદ પામેલું હતું એવા રાઓ શ્રી ખેંગારજી ભૂજમાં પધાર્યા. તેને મંત્રિયો અને ગુરૂજનોએ, ઘણાંક પવિત્ર વચનોથી ધારણા આપી. (૮૮) શમી શકે નહીં તેવો રોગ જેમ સારા વૈદ્યના ઉપાયોથી ક્ષીણ થઈ જાય તેમ ઘણા બોધ-વાળાં સદ્‌ગુરૂનાં વચનોથી કાળે કરીને દૃઢ માતૃભક્તિવાળા આ મહારાઓ શ્રી ખેંગારજીનો માતુશ્રીના વિયોગથી થયેલો ન શમી શકે એવો હૃદયમાં રહેલો શોક ક્ષીણ થઈ ગયો. (૮૯) વિવેકસાગર એ પૃથ્વીપતિ કુમાર મહારાઓ શ્રી ખેં-ગારજીને રાજ્યલાયક થયેલા જોઇને અંતરમાં રાજી થયેલા રા.બા. મણિભાઇએ એ-મના વિવાહનો ઉત્સવ કર્યો. (૯૦) એ વિવાહના ઉત્સવમાં આવેલા માગણોને અને કવિલોકોને એવી રીતે દ્રવ્ય આપ્યું કે જેવી રીતે તેઓ સઘળાએ મે. મણિભાઇને મનુષ્યરૂપે કલ્પવૃક્ષ માન્યા. (૯૧) ધરતીના ધણી આ મહારાઓ શ્રી ખેંગારજીના વિવાહનો ઉત્સવ શ્રી પાર્વતીપતિના પ્રસાદથી પૂરો થયો છે, કે જે વિવાહમાં ઉ-દારચિત્તવાળા રા. બા. મણિભાઇએ, સારાં વસ્ત્ર, દ્રવ્ય, ઘરેણાં અને ઘોડાઓનો વરસાદ વરસાવ્યો છે. (૯૨) હવે પૃથ્વીના પતિ મહારાઓ શ્રી ખેંગારજીનો આ

સર્વ જનના મનને હર્ષ આપનારો રાજલક્ષ્મીસાથે વિવાહ થવાનો ઉત્સવ (ગાદી મળવાનો ઉત્સવ) વરતી રહ્યો છે કે જેથી ભુજનગરીરૂપી સૌભાગ્યવતી સ્ત્રી શણગારેલી છે. (૯૩) હે! ઉત્તમ સભાજનો! 'આ મહારાઓ શ્રી ખેંગારજીના પ્રતાપના અંકુરની પંક્તિ છે કે પુણ્યનાં કિરણોની પંક્તિ છે' એમ પ્રજાને આ દીવાની હારો શંકા ઉપજાવે છે તે જુઓ. (૯૪) સ્નેહે ભરેલા,[1] ગુણવાળા[2] અને જેનાં માથાં[3] હલ્યા કરેછે એવા સધળા દીવાઓ 'પૃથ્વીનેવિષે અંધારાંને[4] મટાડનાર આ ઉત્તમ રાજાનો પ્રતાપ પ્રકાશી રહ્યો છે ત્યાં અમે કોણ માત્ર છિયે,' એમ જાણે સ્તુતિ કરતા હોય તેમ શોભા આપે છે. (૯૫) આ હલ્યા કરતી પતાકા અને ધ્વજાની પંક્તિઓ નવા પૃથ્વીપતિને ગાદી મળવાના ઉત્સવને જોવાસારૂ માન્યલોકોને ચારેકોરથી જાણે બોલાવતી હોય (એમ શોભે છે. ૯૬) આજે કોઇ પણ ઘર, કોઈ પણ આંગણું, કોઈપણ ચઉટો, કે કોઇ પણ શેરી દીવા પ્રગટયા વગરનાં અને વાવટાની શોભાવિનાનાં દેખાતાં નથી. (૯૭) મિરજાં મહારાઓ શ્રી મહારાજા ખેંગારજીને રાજગાદી ઉપર બેસવાના આ સમયમાં અલંકારવાળી,[5] સરસ રચનાવાળી,[6] સારા ગુણને રહેવાનાં ઠેકાણારૂપ,[7] દોષવગરની,[8] પગલે પગલે[9] મનોહર તથા વખાણવાયોગ્ય વર્ણવાળી[10] અને પ્રસન્ન[11] થએલી શેરીઓ, સ્ત્રિઓ, તથા કવિતાઓ શોભા આપે છે. (૯૮) આટલામાટે અમે પણ પ્રેમથી અને ભક્તિથી રાજાઓમાં રત્નસરખા પૃથ્વીપતિ મિરજાં મહારાઓ શ્રી ખેંગારજીને બે હાથ જોડી ઘણા ઘણા પ્રણામો કરીને, માન આપીને દયાળુ પરમેશ્વરની પ્રાર્થના કરિયે છિયે. (૯૯) ભક્ત જનોને પાળનારા કૃપાસાગર પરમેશ્વરના ઉપકારોને જીવતાંસુધી કેમ વીસરિયે? કે જેણે આપણને સીમાવગરના ગુણથી શોભીતું રાજરત્ન પૃથ્વી-

---

૧ તેલથી ભરેલા. ૨ વાટવાળા. ૩ શગ. ૪ અન્યાય અને અંધારૂં. ૫ તોરણ આદિ ટાંગેલી, આભૂષણ પહેરેલી અને શબ્દાદિ અલંકારવાળી; એમ અનુક્રમે અર્થ લેવો. ૬ સારી બાંધણીનાં ઘરવાળી, સારા ઘાટવાળી અને સારી પદરચનાવાળી; એમ અનુક્રમે અર્થ લેવો. ૭ માર્ગે ચાલતાં માર્ગની સફાઈ અને પોળાઈથી તથા આનંદના અવસરની બીજી તજવીજોથી સારા ગુણવાળી, શીલ આદિ સારા ગુણવાળી ને છ જાતિના કાવ્યના જે ગુણ છે તે સારા ગુણવાળી; એમ અનુક્રમે અર્થ લેવો. ૮ કાંટા કાંકરા વગરની, નઠારાં આચરણ વગરની અને છંદોભંગ આદિ દોષવગરની; એમ અનુક્રમે અર્થ લેવો. ૯ ઠેકાણે ઠેકાણે આગળ વધતાં જતાં, ડગલે ડગલે અને વાક્યે વાક્યે; એમ અનુક્રમે અર્થ લેવો. ૧૦ ચારે જાતિ, વાન અને અક્ષર; એમ અનુક્રમે અર્થ લેવો. ૧૧ માણસોના આનંદથી અથવા શોભાની સામગ્રીઓનેલીધે પ્રસન્ન જણાતી, હસતાં મોઢાંવાળી, અને વાંચતાં હર્ષ અને આનંદ દેખાઇ રહે તેવા રસ અલંકારવાળી; એમ અનુક્રમે અર્થ લેવો.

પતિ આ મિરજાં મહારાઓ શ્રી ખેંગારજી આવ્યા છે. (૧૦૦) હે! રાજાધિરાજ મિરજાં મહારાઓ શ્રી ખેંગારજી! આજે સારાં મૂહુર્તમાં પોતાનાં રાજસિંહાસન ઉપર બીરાજીને આપ નામદાર પિતાની પેઠે પ્રજાને પાળો, શત્રુઓના સમૂહને જીતો અને નિરંતર સારા મિત્રોના મંડળને રાજી કરો. (૧૦૧) મહારાજાધિરાજ! ઉજ્વળ ગુણવાળા અને ગુણવાનના ગુણોને જાણનારા ઉત્તમ રાજાઓ નિરંતર પૃથ્વીવડે પોતાને વનિતાવાળા માને છે અને પોતાની પ્રજાવડે પોતાને પુત્રવાળા માને છે, એ આપનું અજાણ્યું નથી. (૧૦૨) આપે વિનયથી અતિ મનોહર વિદ્યા મેળવી છે અને ધૈર્યઆદિ ગુણો પણ પોતાની મેળે આવીને આપને આશ્રયે રહ્યા છે. તેમજ વખાણવાયોગ્ય આપની ગંભીરાઈ તો આપનીજ છે. એવા એવા ગુણોથી આપ કોને માનવા યોગ્ય નથી? (૧૦૩) હે પૃથ્વીપતિ! રાજ્યનીતિને જાણનારાઓએ રાજ્યનાં સાત અંગોમાં, જેવા બુદ્ધિમાન્ પ્રધાનને બીજું અંગ કહેલ છે, તેવા મહા ઉગ્રબુદ્ધિના (રા. બા.) મણિભાઇ નામના પ્રધાન આપને પણ છે. (૧૦૪) હે મહારાઓ શ્રી ખેંગારજી! શૂરતા, ઉદારતા અને દયાઆદિ સદ્ગુણરૂપ મહારત્નોના એક રત્નાકર આપ પોતે પણ જેને પોતાના પ્રધાન કરીને અહિં ક્ષણે ક્ષણે અત્યંત આનંદને અનુભવો છો, તે આ રા. બા. મણિભાઈ, જે આપ નામદારના મુખ્યદિવાન છે; (૧૦૫) રાત્રીનો પતિ ચંદ્રમા જ્યારે પૂર્ણ કળાવાળો થાય ત્યારે ચકોરીઓ જેમ રાજી થાય છે અને રાતે વિખૂટી પડેલી ચક્રવાકી સૂર્ય ઉગતાં જેમ રાજી થાય છે, તેવી રીતે જે આ મણિભાઇનેવિષે કચ્છની સ્વચ્છ પ્રજાનાં મન બંધાયાં છે તે આ (રાવ બહાદુર) મણિભાઇ, જે આપ નામદારના મુખ્ય દિવાન છે; (૧૦૬) શુદ્ધ અંતઃકરણરૂપ નાવિક (ખલાસી) વાળું, ધીરજરૂપ કુવાથંભવાળું અને સુજનપણાં, સરલપણાં, સ્નેહિપણાં તથા પ્રેમીપણાંરૂપ પવિત્ર સુખાણવાળું જેની બુદ્ધિરૂપ વહાણ રાજકારભારરૂપ સમુદ્રને પાર ઉતરી જાય છે તે આ રાવબહાદુર મણિભાઇ, જે આપ નામદારના મુખ્ય દિવાન છે; (૧૦૭) ભૂમંડળ ઉપર ભાટકીને અને અનેક દેશોને તથા તે તે દેશમાંહેના રાજાઓને અને જાતવાળા કારભારીઓને જોઇને ક્યાંયપણ મનને સંતોષ ન થવાથી રાજનીતિરૂપ વનિતા* જેને વરી છે, તે આ રાવબહાદુર મણિભાઇ, જે આપ નામદારના મુખ્ય દિવાન છે; (૧૦૮) પૂરેપૂરો પુણ્યનો ઉદય, સ્વાભાવિક સુશીલપણું, સારા ઉદય

* અર્થાત્ રાજનીતિમાં જે ચતુર છે.

વાળી દયા, બુદ્ધિવાનને અચંબો આપે એવી બુદ્ધિ, સીમાવગરની રાજભક્તિ અને ગંભીરાઈભરેલો ન ચળે એવી ધીરજ, જે રાજનીતિ જાણનાર પુરૂષમાં શોભે છે તે આ રાવબહાદુર મણિભાઈ, જે આપ નામદારના મુખ્ય દિવાન છે; (૧૦૯) જે ઇંગ્લીશ ભાષારૂપી સુધાના સમુદ્રમાં પાતાળસુધી પેસી ગયાછે એટલે ઇંગ્રેજીમાં જે અતિ કુશળ છે, જે સંસ્કૃત ભાષામાં સોંસરા નીકળેલા છે, જે ગુજરાતી ભાષાને ગોઠવવામાં હુશીઆર છે અને જે કાવ્ય, અલંકાર તથા કોશરૂપી રાત્રિવિકાશી કમળકુળને પ્રફુલ્લિત કરવામાં ચંદ્રમાસરખા છે તે આ રાવબહાદુર મણિભાઇ, જે આપ નામદારના મુખ્ય દિવાન છે; (૧૧૦) જેના નિર્મળ યશરૂપી ચંદ્રમાના તેજથી દિશારૂપ ભીંતો સાફ થઈ ગઈ એટલે જેની કીર્તિ દિશાઓમાં ફેલાઈ ગઇ, અનીતિરૂપ રાતનું અંધારૂં નાશ પામ્યું, નીતિરૂપી ઔષધિઓ પ્રકાશ પામી, માણસોનો તાપ ટળી ગયો અને ચિત્તરૂપી ચકોર આનંદ પામ્યાં એ આ મેહેરબાન મણિભાઈ, જે આપ નામદારના મુખ્ય દિવાન છે; (૧૧૧) રાજનીતિરૂપી વનિતાના પ્રાણેશ્વર (નીતિને જાણનાર) તથા પોતાની પ્રજાનું સર્વથી રક્ષણ કરવા માટે પોતાની બુદ્ધિજ જેને તીક્ષ્ણ આયુધ છે, એવા જે મણિભાઇની કાર્કિર્દિનેલીધે હે કચ્છની ધરતીના ધણી! આ આપની રાજયલક્ષ્મીઓ આપને રમાડે છે તે આ મેહેરબાન મણિભાઈ, જે આપ નામદારના મુખ્ય દિવાન છે; (૧૧૨) (શક્તિ એટલે શાંગ હમેશાં આગળથી જાડી, કઠણ, ખડબચડી, ગાંઠોવાળી અને પ્રહાર કરવાથી પણ માત્ર એકાદને હણનારી છે પરંતુ), જેની બુદ્ધિરૂપ શક્તિ એટલે શાંગ આગળથી ઝીણી, અતિ કોમળ, સરલ, અને ગાંઠનાં બંધન વગરની, છતાં પણ એક ફેરે છૂટી મેલી હોય તોપણ નગર, શેહેર, ગામ, વન અને દેશ સહિત એવા હજારો શત્રુઓને હણે છે તે આ મણિભાઈ, જે આપ નામદારના મુખ્ય દિવાન છે; (૧૧૩) 'ગુણના સમુદ્ર સરખા આ દિવાનનું ઉદારપણું, કોઈમાં નહોય તેવું ધીરપણું અને કોઇની સાથે ન સરખાવાય એવું સુજનપણું શું વખાણવું.' એવી રીતે જેનું વર્ણન કરવામાં કવિયોની બુદ્ધિ મુંઝાઈ ગઈ, તે આ મણિભાઈ, જે આપ નામદારના મુખ્ય દિવાન છે; (૧૧૪) હે મહારાજ! સુજનપણાંના સમુદ્ર સરખા, વિનયના વાસરૂપ, મનોહર વિદ્યાના ભંડારરૂપ, સઘળા સારા ગુણરૂપી અમૂલ્ય રત્નોને રહેવાના સ્થાનકરૂપ, દયાળુ હૃદયના, પ્રખ્યાતિ પામેલા અને અતિ સારા સ્વભાવવાળા રા. રા. છોટાલાલભાઇ. જે આપ નામદારના વિદ્યાગુરૂ છે; (૧૧૫) હે પૃથ્વીપતિ!

જેની ગંભીરાઇ ઉપમા ન અપાય એવી છે, જેનું સભ્યપણું સર્વ સભ્યોએ વખાણવા યોગ્ય છે, જેનાં વચનો પ્રેમથી મીઠાં અને કોમળ છે, વિદ્વાનો વખાણે એવી જેની નિર્મળ પ્રકૃતિ છે, તે આ રા. રા. છોટાલાલભાઇ, જે આપ નામદારના વિદ્યાગુરૂ છે; (૧૧૬) હે શૌર્યના સમુદ્ર! જેની કૃપાથી આપનેવિષે આ કલ્પલતાના સરખી મનોહર વિદ્યા પ્રકાશ પામી, સારા ગુણરૂપી કમળ ઉઘડયાં, અને આપ નામદાર કવિયોની વાણીના મર્મને જાણનાર થયા, તે રા. રા. છોટાલાલભાઇ, જે આપ નામદારના વિદ્યાગુરૂ છે; (૧૧૭) જેના પ્રભાવથી સારા શીલવડે નરમ થએલી વિનયની વસ્તી, મનોહર બોલવાની છટા, અને નાના પ્રકારના અર્થને જાણનારી સારા ગુણનાં ઘરેણાંવાળી અને અતિ વખાણવા લાયક વિદ્વત્તા પોતાની મેળે આપને વરેલ છે, તે આ રા. રા. છોટાલાલભાઈ, જે આપ નામદારના વિદ્યાગુરૂ છે; (૧૧૮) હે મહારાજા! શૂરતા, ઉદારતા અને પ્રેમનાં પાત્રરૂપ, ગંભીરબુદ્ધિવાળા, શૂરવીરમાં વખાણવા યોગ્ય, સુજનપણાના સમુદ્ર સરખા, દયામય મનવાળા, રૂપની સંપત્તિના વાસરૂપ, સારી વિદ્યામાં જેણે પરિચય કરેલ છે, (સારી વિદ્યાના અભ્યાસવાળા), સારા ગુણવાળા અને અતિ ચતુર મેહેરબાન કલુભા સાહેબ, જે આપ નામદારના ભાઈ છે; (૧૧૯) હે ભુજના ધણી! પોતાના રાજાના ચરણકમળમાંજ જેમણે નિષ્ઠા બાંધી છે એવા, સઘળા સારા ગુણરૂપી રત્નોથી શણગારેલા, અને ન્યાય, વિવેક અને વિનયના સમુદ્રમાં ડુબેલા કુલીન લોકો, જે આપ નામદારના સભાસદો છે; (૧૨૦) હે મોટા રાજા! ભક્તિ કરનારી, તાબે રેહેનારી અને આપના રાજ્યનો ઉદય કરવામાં લાગી રહેલી આ સઘળી પ્રજા, જે આપ નામદારનાં નિરંતર કલ્યાણને અને ચડતી આબાદીને ઇચ્છે છે; (૧૨૧) હે ઉત્તમ મહારાજા! તે આપ નામદારને પરસ્પર પ્રેમથી જોડાઈ રહેલાં ચિત્તવાળી વિજયલક્ષ્મી, રાજ્યલક્ષ્મી અને કીર્તિ હર્ષથી ઉતાવળે પોતાની મેળે વરમાળા કેમ આહીં અર્પણ નહિં કરે? (કરશેજ. ૧૨૨) હે મિરજાં મહારાઓ શ્રી મહારાજા ખેંગારજી! આપ નામદાર આ આપના રાજ્યાસન ઉપર બિરાજીને પ્રેમના ભારથી ભરેલી આ આપની પ્રજાને કુંવરીની પેઠે પાળો અને સઘળા શત્રુઓને સંહારો. (૧૨૩) હે પૃથ્વીપતિ મહારાઓ શ્રી ખેંગારજી! આપ નામદાર શત્રુઓને જીતો અને દયાવાળી મનની વૃત્તિ રાખીને નિરંતર પોતાની પ્રજાને પાળો. તેમજ ન્યાયની નજરે જોનારા અને સદ્ગુણના સમુદ્રરૂપ આપને અનહદ હર્ષથી આ રાજ્યલક્ષ્મી પોતાની

મેળે વરો. (૧૨૪) મહારાઓ શ્રી ખેંગારજી (પહેલા)ના વંશજોના સ્વાભાવિક ગુણો નિર્મળરત્નના સમૂહની પેઠે આપને શોભાવે છે. આપને નીરખીને કોનું હૃદય રાજરત્ન મિરજાં મહારાઓ પૃથ્વીપતિ શ્રી પ્રાગ્મલ્લજીના ગુણોને સંભારતું નથી? (૧૨૫) આપ નામદાર આજે મિરજાં મહારાઓ શ્રી પ્રાગ્મલ્લજી મહારાજની પેઠે પ્રજાના સર્વ મનોરથો પૂરો. આપને પણ આપના સદ્‌ગુણવડે પીગળી ગએલા હૃદયવાળી તે પ્રજા તથા રાજ્યલક્ષ્મી મહારાઓ શ્રી પ્રાગ્મલ્લજીને જેમ વરી હતી તેમ વરો. (આધીન થઇને રહો. ૧૨૬) હે! રાજાઓને શોભાવનારા! આપ નામદાર નિરંતર દયાના ઉદયથી પૃથ્વીને પાળવામાં એક સર્વસ્વ બુદ્ધિવાળા, નીતિમય અંતઃકરણવાળા અને કોમળ ચિત્તવાળા થાઓ. કેમકે મિરજાં મહારાઓ શ્રી ખેંગારજીના વંશજોને એ સદ્‌ગુણો સાથેજ પેદા થએલા છે. (૧૨૭) હે પૃથ્વીપતિ! ધોળાં છત્રધરનારા પુરૂષોથી, ચંદ્રમાના જેવાં શોભતાં ચમરોથી, અમુલ્ય આભરણોથી, રત્નજડેલા મુકુટોથી અને અનેક સંપત્તિથી આ પૃથ્વી રાજાવાળી નથી કહેવાતી પરંતુ જેઓ પોતાના ઔરસ પુત્રની પેઠે નિરંતર પ્રજાને રાજી કરેછે, તેઓજ પૃથ્વીનાં ઘરેણાંરૂપ પૃથ્વીપતિઓવડે આ પૃથ્વી રાજાવાળી છે. (૧૨૮) હે પૃથ્વીપતિ મહારાજા! સાચા પ્રેમથી નિરંતર પાળેલી, લાડલડાવેલી ને પોષણ કરેલી પ્રેમવાળી પ્રજા રાજાઓને જે મનવાંછિત આપે તે મનવાંછિત ફળ પૃથ્વી ઉપર શું ચિંતામણિઓ કોઈ દિવસ પણ આપવાને સમર્થ છે, કે શું કલ્પવૃક્ષના સમૂહો તે આપવાને સમર્થ છે, કે શું કામદુધાઓ તે આપવાને સમર્થ છે? સારાંશ કે તે કોઈપણ પ્રજા આપે છે તેવું મનવાંછિત આપવાને સમર્થ નથી. (૧૨૯) હે નરેશ્વર! ઉગતા સૂર્યની કાન્તિ જેવી કાન્તિવાળા સોનાના ઢગલાથી, ચળકતાં મુકતાફળોથી, અનેક પ્રકારના મણિઓથી અને હાથીઘોડાથી પુરૂપ સંપત્તિવાન્ ગણાતો નથી. મોટો સંપત્તિવાળો તો માત્ર એજ ગણાય છે, કે જેના ઘરનેવિષે સાચા તેજવાળાં અને સદ્‌ગુણોથી ઉજળાં સન્મિત્રરૂપી રત્નો સંપૂર્ણ હોય છે. (૧૩૦) હે ઘણા પ્રેમરૂપી અમૃતના સાગર! હે શ્રીમાન્ મહારાઓ! હે ભૂજનગરના ભૂપાળ! નાના પ્રકારના અર્થના ઉદયરૂપ ન્યાયરૂપી અલંકારને ધરનારા તમારા સરખા મહાન રાજાઓ સારા સારા અલંકારોને પણ મનમાં નિરંતર ભારરૂપ માને છે. (૧૩૧) હે ધરતીના ધણી! એ સઘળું આપ જાણો છો માટે વધારે શું કહિયે? કેમકે સૂર્ય પ્રકાશતો હોય ત્યાં પતંગિયાનું તેજ શું પ્રકાશ પામે છે? (નથી

પામતું. ૧૩૨) હે રાજાઓના મુકુટ ! આપનો આ આપના રાજ્ય ઉપર અભિષેક થયો તેથી આ વર્ષ ધન્ય છે, આ માસ પણ ધન્ય છે, આ પક્ષ પણ ધન્ય છે, આ તિથિ ધન્ય છે, અને બીજી વેળા કરતાં ઉત્તમ એવી આ વેળાને પણ ધન્ય છે. (૧૩૩) સંવત્ ૧૯૪૧ ના વર્ષના શ્રાવણ માસની આ અંધારી પાંચમ અને સોમવાર આપ નામદારને રાજ્યાભિષેક થવાથી અહીં કોને માન આપવા યોગ્ય નથી? (અર્થાત્ સહુએ માન આપવા યોગ્ય છે. ૧૩૪) આપ નામદાર જય મેળવ્યા કરો, લાંબા વખત સુધી ચીરંજીવ રહો, નિરંતર પ્રજાને હર્ષથી પાળો, તથા ન્યાય, વિનય, વિવેક અને ધીરજવાળા અને સર્વને અત્યંત આનંદ આપનારા થાઓ. (૧૩૫) હે પૃથ્વીના ચંદ્ર ! (ચંદ્રમા જેમ પોતાનાં કોમળ અને મનોહર કર એટલે કિરણોથી સરખી રીતે સર્વ પ્રજાને પ્રતિદિવસ અને દરેક વેળાએ આનંદ આપતો ઉદય પામે છે તેમ) આપ નામદાર કોમળ અને મનોહર કર (વેરા)થી રોજ રોજ દર વખતે પોતાની સર્વ પ્રજાને સારી રીતે રાજી રાખતાં રાજ્યલક્ષ્મીસહિત ઉદય પામો. (૧૩૬) પૃથ્વી ઉપર દરેક શેહેર અને નગરોમાં કેટલા કેટલા રાજકુમારો નથી ? (ઘણા છે) પરંતુ હે મહારાજા! આ જગતમાં અસંખ્ય જેમાં ગુણ ભર્યા છે એવા આપ તો એક આપજ છો. (સારાંશ કે આપને કોઇની ઉપમા દેવાઈ શકે એમ નથી. ૧૩૭) હે ઉર્વીરમણ! હે ગુણના સમુદ્ર ! ઘણાં વચનોથી વારંવાર શું બોલિયે ? માટે પરમેશ્વર પાસે નિરંતર એજ અમે માગિયે છિયે કે આપ આપની પ્રજાનું પાળન કરતાં કીર્તિને મેળવ્યા કરો. (૧૩૮) હે મહારાજા! પૂર્ણ ન્યાયવાળા અને દયાળુ હૃદયવાળા આપનું તથા પ્રેમથી બંધાઈ ગએલાં હૃદયવાળા સારા મંત્રિઓનું, મિત્રોનું, વિદ્યાગુરૂનું, આપની ઉપર ભક્તિ રાખનારા અતિ ગુણવાન્ કલૂભા સાહેબનું, બંધુઓનું, બાંધવોનું તેમજ સુખના ઢગલારૂપ આ પ્રજાનું પાર્વતીના હૃદયના ઈશ્વર (સદાશિવ) નિરંતર રક્ષણ કરજો. (૧૩૯)

---

કચ્છ પ્રાંતમાં ઠકર શિવજીભા, શ્રી સદાશિવના પ્રતાપથી ઘણાં ધનવાળા હતા. તેનાથી વિનયવાળા અને દયાથી ભરેલા ઠકર જેરામભા પુત્ર જન્મ્યા. (૧૪૦) એ ઠકર જેરામભાને ઘણા ગુણવાળા ઠા. ખીમજીભા નામના પુત્ર થયા, કે જે શાસ્ત્રને જાણનારા, વિદ્વાનોના સમાગમનો રસ જાણનારા અને પોતાના રા-

જાના ચરણકમળમાં ભક્તિ રાખનારા છે. (૧૪૧) મુંદરાના રહેવાસી, ભાટિયા કુળમાં મણિજેવા અને વિવેકવાળા એ ઠકર ખીમજીભાએ, શાસ્ત્રરૂપી સમુદ્રમાં જેમનું મન ડુબી રહેલું છે એવા ઉત્તમ નામવાળા શાસ્ત્રીજી વિશ્વનાથજીને પ્રાર્થના કરી કે 'ભુજનગરના અધિપતિના રાજ્યાભિષેકને સમયે ઘટે તેવું એક માનપત્ર અહિં તમારા કોઈ શિષ્યે સંસ્કૃત ભાષામાં લખવું' (૧૪૩) (એવી રીતની ખીમજીભાની સૂચના ઉપરથી) કારણવગર સુજનપણાંના સિંધુરૂપ અને દયાળુ એવા તે શાસ્ત્રીજી વિશ્વનાથજીએ જેવી રીતે પોતાના નાનાભાઇ ઉપર આજ્ઞા કરે તેવી રીતે હું કે જે આર્યગુરૂનો કિંકર છું તેની ઉપર પોતાની માનપત્ર કરવા સંબંધી નિર્મળ આજ્ઞા કરી. (૧૪૪) વિદ્વાન્ મંડળમાં જેના ઘરેણાંજેવા ગુણ છે, શ્રીગુરૂનોજ જેને એક આશ્રય છે, જે ઉત્તમ વિપ્ર શ્રી વલ્લભજીના પુત્ર છે અને જેનું વિશ્વનાથ એવું સારૂં નામ છે, તે શાસ્ત્રીજીએ મને આજ્ઞા કરવાનેલીધે દયાળુ ગુરૂશ્રી કેશવજી શાસ્ત્રીના અનુગ્રહથી પૃથ્વીને પાળનારા મહારાજા મિરજાં મહારા-ઓ શ્રી ખેંગારજીના રાજ્યાભિષેકના ઉત્સવમાં આ કવિતારૂપી પુષ્પની વૃષ્ટિ કલ્પી છે. (૧૪૫) ભટ્ટ શ્રી માહેશ્વરનો પુત્ર હું કે જે શંકરનો ભક્ત છું, શ્રેષ્ઠ શાસ્ત્રીજી કેશવજીનો ધર્મપુત્ર છું, અને જે (વૈદરાજ) જટાશંકરનો પરમમિત્ર છું, તેની આ કૃતિ (કવિતા) ઉપર કચ્છ પ્રાંતની પૃથ્વીના મોટા ઇંદ્ર (મિરજાં મહારાઓ શ્રી ખેંગારજી બહાદુર ત્રીજા) પ્રેમથી નજર કરો. (૧૪૬)

સત્પુરૂષના સંતોષને માટે મહારાજશ્રી રવાજી રાજ પાઠશાળાના એક શાસ્ત્રી શંકરલાલે આ કૃતિ કરી છે. (૧૪૭)

કૃપાના સાગરરૂપ, ચંદ્રને જટામાં ધરનારા અને ભક્તને મનગમતું આપ-વામાં કલ્પવૃક્ષસરખા પાર્વતીના પ્રાણના બંધુ (સદાશિવ) કે જેના ચરણકમળનું સ્મરણ પણ મોટાં અમંગળને મટાડનારી લક્ષ્મીને તત્કાળ ઉત્પન્ન કરેછે અને મહા-પાપના તાપના સમૂહને હરે છે તે આપનું કલ્યાણ કરજો. (૧૪૮)

કારણ વગરની કૃપાથી પૂર્ણ અંતઃકરણવાળા મારા સદ્ગુરૂશ્રી કેશવજી શાસ્ત્રી મારી ઉપર પ્રસન્ન થજો. (૧૪૯)

## ગરબો.

( ઢાળ મણીગરના ગરબાનો )

ભુજ નગરીના નાથ, સદાકાળ અવિચળ રે'જો;
દિનદિન અધિક પ્રતાપ, સદા રાજ્યનાં સુખ લેજો.
ઉત્સવ આવ્યો અતિ ઘણો, આજ અમારે અંગ;
કુલદીપક નૃપ આપનો, જોઈ સદ્ગુણસાથે પ્રસંગ;—સદા૦
વિદ્યા વિનય વિવેક એ, શુભ ગુણના શણગાર;
પ્રજા ઉપર શુભ પેખિયે, તેમ પ્રેમ પવિત્ર અપાર;—સદા૦
રાજનીતિની રીતિના, એક ધરાપર ધામ;
જેમ વધે યશ જગતમાં, એવાં ઉત્તમ આદરો કામ;—સદા૦
સરલ અને અતિ શાંત છે, સ્વભાવ સાવ સદાય;
સદાચરણ વિદ્યાવિષે, રાત દિવસ વળી રોકાય;—સદા૦
પ્રાગ્મલ્લ મહારાજનું, પુત્રપણું આ વાર;
શોભાવ્યું શુભ રીતિએ, એવા ઉત્તમ રાજકુમાર;—સદા૦
મણિસરખા મણિભાઈ છે, દિવાન અતિ ગુણવાન;
પ્રતિદિન પાસે રાખિને, પામો પ્રેમે પ્રજાનું માન;—સદા૦
કુશળ કલૂભા ભાઈને, પ્રીતે રાખ્યા પાસ;
જોડી જુગલ કિશોરની, જોઈ અંતર થાય ઉજાશ;—સદા૦
ઓગણીશ ચાળીશના, શ્રાવણ વદ પાચેમ;
અભિષેક થયો આપનો, અતિ આનંદ ઉપજે એમ;—સદા૦
વર્ષ માસ દિન વાર પલ, એ સર્વે સુખરૂપ;
રાજ્યાસનપર આવતાં, ભડ ભુજનગરીના ભૂપ;—સદા૦
કેશવ પ્રભુ કર જોડિયે, કૃપા કરો આ વાર;
જુગ જુગ જીવો જગતમાં, સુખસાગર રા. ખેંગાર—
સદાકાળ અવિચળ રે'જો.
દિનદિન અધિક પ્રતાપ, સદા રાજ્યનાં સુખ લેજો.

---

૧૯૪૧ કારતક સુદી. ૧

## ॥ कृतिरियं बेचरशर्मणः ॥

॥ आर्या ॥

लक्ष्मीलालितचरणो रथ्यसुपर्णो घृणार्णवो देवः ।
खेंगारजिनामानं धरणीरमणं समंत्रिणं रक्ष्यात् ॥ १ ॥

॥ वसंततिलका ॥

विद्या प्रजाप्रणयिता शुभरीतिनीति-
र्गंभीरता विनयिताऽमलकीर्तिरेनम् ।
शौर्यादिमोत्कटगुणांचितयौवनाढ्यं
क्षोणीपतिं युगपदेव समाश्रयंते ॥ २ ॥

गुर्वादरेण जडता विनिवारणेन
भूजानिरेष समवर्तितयाऽधिकेन ।
स्नेहेन पुण्यजनपंक्तिषु पश्चिमायाः
स्वाम्याद्दिशो भुवि सदागतिभावतोऽपि ॥ ३ ॥

लोके धनाधिपतयेश्वरताविशेषा-
ल्लेखर्षभादिवसुसंख्यहरित्पतीनाम् ।
अंशान् स्वकीयतनुगान् रमणीयरूपान्
संतुष्टये प्रकटयत्यनिशं जनानाम् ॥ ४ ॥

कच्छाभिधस्य विषयस्य धरास्ति येन
राजन्वती निखिलदिग्वनितामुखानि ।

शुभ्रीकरोति सततं खलु यस्य कीर्ति-
ज्योत्स्नेव रंजयति सुज्ञचकोरराजिम् ॥ ५ ॥
यस्य प्रतापसविताऽर्जुननीतिभाजां
चित्ताब्जसंततिविकासयिता जनानाम् ।
दुर्नीतिसंतमसनाशयिता जगत्यां
खेंगारजित्स धरणीपतिरेष जीयात् ॥ ६ ॥
कच्छाख्यदेशनिवसज्जनतानुराग-
पात्रं धरापतिहितैकमतिः समंतात् ।
दृष्टा दयालुरमिताच्छगुणाग्रभूमि-
मैत्री चिरं विजयतां मणिबंधुरेषः ॥ ७ ॥
स्वीयैर्गुणैर्निखिलमानवमानसानि
प्राह्लादयन् विनयनीतिविवेकशाली ।
औदार्यधैर्यनिधिरुत्तमकार्यकर्ता
हर्ता भयस्य मणिबंधुरयं प्रजीव्यात् ॥ ८ ॥
शुद्धद्विजालिसमुपाश्रितपार्श्वभागः
स्वच्छांतरः सुमनसां समुदायसेव्यः ।
गंभीरतासहकृतः सुकृतैकलभ्यो
दीर्घायुरस्तु मतिमान् मणिबंधुनामा ॥ ९ ॥
रम्यो धराधिपतिना स्पृहणीयशील-
स्तेजोऽधिको बहलमूल्यविराजमानः ।

सौख्यप्रदो मणिरिवैष नृपांतिकेऽयं
स्थेमानमाकलयतां मणिबंध्वभिख्यः ॥ १० ॥
नीतिप्रियोऽपि सरलोऽयमनीतिकांक्षो-
ऽशोको गिरां पतिरपि प्रकविः समोऽपि ।
साम्येन तेन रहितो मणिबंधुनामा
लोकांश्चिरं रमयतां स्वगुणैरहीनैः ॥ ११ ॥

॥ अनुष्टुप् ॥

दयापयोनिधिगुरुविश्वनाथपदाब्जयोः ।
द्विचरस्यश्चंचरीको भूसुरोऽवदधात्कृतिम् ॥ १२ ॥

---

## ભાષાંતર.

શ્રી લક્ષ્મીજી જેનાં ચરણ સેવે છે અને ગરૂડજી જેમનું વાહન છે એવા દયાના સાગર દેવ (વિષ્ણુ) રાવબહાદૂર મણિભાઈ જસભાઈ મુખ્ય દિવાનજી સહિત પૃથ્વીપતિ મહારાઓ શ્રી ખેંગારજીનું રક્ષણ કરો. (૧) વિદ્યા, પ્રજા ઉપર પ્રેમ, સારી રીતિ, નીતિ, ગંભીરતા, વિનયતા અને નિર્મળ કીર્તિ એ સર્વે, શૌર્ય આદિ ઉત્તમ ગુણોથી શોભતી યુવા અવસ્થાવાળા ધરતીના ધણી આ મહારાઓ શ્રી ખેંગારજીનો એકદમ આશ્રય કરેછે. સારાંશ કે એટલા બધા ગુણો યુવાવસ્થાવાળા આ મહારાજામાં રહ્યા છે. (૨) મહારાઓ શ્રી ખેંગારજી આઠેય દિગ્પાળના મનોહર અંશો જે પોતામાં રહ્યા છે તેને લોકોને સંતોષ ઉપજાવવામાટે જગતમાં પ્રકટ કરેછે. જેમકે ઇંદ્ર, ગુરૂ એટલે બૃહસ્પતિનેવિષે આદર કરે છે અને આ મહારાજા ગુરૂ એટલે ગુરૂજનોવિષે આદર કરેછે તેથી પોતામાં ઇંદ્રનો અંશ સૂચવે છે; અગ્નિ જડતા એટલે ટાઢને નિવારણ કરે છે અને આ મહારાજા પણ જડતા એટલે જડપણાને નિવારણ કરેછે તેથી પોતામાં અગ્નિનો અંશ સૂચવેછે; દક્ષિણ દિશાના દિક્પાળ યમરાજામાં સમવર્તિતા એટલે યમરાજ-

પણું છે અને આ મહારાજામાં પણ સમવર્તિતા એટલે સારી રીતે ચાલવાપણું છે તેથી યમરાજાનો અંશ પોતામાં સૂચવે છે; નૈર્હત, પુણ્યજનપંક્તિ એટલે રાક્ષસોનાં ટોળાં ઉપર અધિક સ્નેહ રાખે છે અને આ મહારાજા પુણ્યજનપંક્તિ એટલે પોતાનાં વહાલાં અથવા પવિત્ર માણસોની ઉપર વધારે સ્નેહ રાખે છે તેથી નૈર્હતનો અંશ પોતામાં છે એમ સૂચવે છે; પશ્ચિમ દિશાના સ્વામી વરૂણ છે અને આ મહારાજા પણ પશ્ચિમ દિશા એટલે પશ્ચિમ દિશા તરફ આવેલા કચ્છ દેશના અધિપતિ છે તેથી પોતામાં વરૂણનો અંશ છે એમ સૂચવે છે, વાયુમાં સદાગતિપણું એટલે નિરંતર ચાલવાપણું છે અને આ મહારાજામાં પણ સદાગતિપણું એટલે નિરંતર જ્ઞાનવાન્પણું છે તેથી પોતામાં વાયુનો અંશ છે એમ સૂચવે છે; કુબેરમાં ધનાધિપપણું એટલે કુબેરપણું છે અને આ મહારાજામાં પણ ધનાધિપપણું એટલે ધનનું અધિપતિપણું છે અર્થાત્ ઘણા ધનવાળા છે તેથી કુબેરનો અંશ પોતામાં છે એમ સૂચવે છે; અને ઈશાનમાં ઇશ્વિરતા એટલે ઇશ્વિરપણું છે અને આ મહારાજામાં ઇશ્વિરતા એટલે મોટાઈછે તેથી પોતામાં ઇશાનનો અંશ સૂચવે છે. (૩-૪) જેમનાવડે કચ્છ દેશની ધરતી રાજાવાળી (ધણિયાતી) છે, ચંદ્રમાની કાંતિની પેઠે જેમની કીર્તિ સર્વે દિશાઓરૂપી સ્ત્રિયોનાં મુખને સફેત કરેછે તથા સુજ્ઞજનોરૂપી ચકોરની પંક્તિને રાજી કરેછે, જેના પ્રતાપરૂપી સૂર્ય, પવિત્ર નીતિથી ચાલનારા લોકોના ચિત્તરૂપી કમળની પંક્તિયોને પ્રફુલ્લિત કરેછે (ખીલાવે છે) તથા પૃથ્વી ઉપરના અનીતિરૂપ અંધારાનો નાશ કરેછે, તે આ મહારાજા રાઓશ્રી ખેંગારજી જયને પામજો. (૫-૬).

કચ્છ દેશમાં વસનારા માણસોની પ્રીતિનું પાત્ર, પૃથ્વીપતિ મહારાઓશ્રી ખેંગારજીના હિતમાંજ એક બુદ્ધિ રાખનારા, ચોતરફ નજર રાખનારા, દયાવાળા, તથા અનેક પવિત્ર ગુણની જગ્યારૂપ આ દિવાનજી રા. બા. મણિભાઇ જસભાઈ ઘણો જય પામો. (૭) પોતાના ગુણોવડે સર્વ કચ્છપ્રજાના મનને આનંદ આપતા, વિનય નીતિ અને વિવેકથી ભરેલા તથા ધીર અને ઉદાર તથા ઉત્તમ કાર્ય કરનારા, તથા ભયને મટાડનારા રા. બા. મણિભાઈ જસભાઈ ઘણું જીવ્યા કરો. (૮) શુદ્ધદ્વિજાતિ એટલે ધોળાં પક્ષિયોની પંક્તિ જેમ સમુદ્ર પાસે જઇને આશ્રય લે છે તેમ શુદ્ધ દ્વિજાતિ એટલે દ્વિજવર્ગની (બ્રાહ્મણ, ક્ષત્રિય, અને વૈશ્યની) પંક્તિયો

રા. બા. મણિભાઇ પાસે જઇને પણ આશ્રય લે છે; સમુદ્ર જેમ અંતર એટલે મધ્ય ભાગમાં સ્વચ્છ છે તેમ રા. બા. મણિભાઇનું અંતર એટલે અંતઃકરણ સ્વચ્છ છે; સમુદ્ર જેમ સુમનસ્ એટલે દેવતાઓએ સેવવા યોગ્ય છે તેમ રા. બા. મણિભાઈ સુમનસ્ એટલે વિદ્વાનોએ સેવવા યોગ્ય છે; સમુદ્ર જેમ ગંભીરતાથી ભરેલો છે તેમ રા. બા. મણિભાઈ પણ ગંભીરતાથી ભરેલા છે; સમુદ્ર જેમ સુકૃત એટલે પુણ્યથી પમાય છે તેમ રા. બા. મણિભાઇને સુકૃત એટલે સારા કામથી મળાય છે; આવા સમુદ્ર સરખા રા. બા. મણિભાઈ ઘણા કાળ જીવ્યા કરો. (૯) મણિની પેઠે મનને ગમે તેવા, રાજાઓએ ઇચ્છા કરવા યોગ્ય ગુણવાળા, બહુ તેજવાળા, ઘણા મુલ્યથી શોભતા અને સુખ આપનારા રા. બા. મણિભાઇ નામના દિવાન મહારાઓ શ્રી ખેંગારજીની પાસે ઘણા કાળ સુધી રહો. (૧૦) જે રા. બા. મણિ-ભાઈ નીતિપ્રિય એટલે નીતિ ગમે તેવા છે તોપણ અનીતિપ્રિય એટલે અનીતિ ગમે તેવા છે, જેને નીતિ ગમે તેને અનીતિ ન ગમે કેમકે એ બેયને પરસ્પર વિ-રોધ છે તેનો પરિહાર એ કે જેને નીતિ ગમે છે અને અતિવૃષ્ટિ અનાવૃષ્ટિ આદિ છ ઇતિઓ ગમતી નથી એવા છે, જે રા. બા. મણિભાઇ સરલ છે તોપણ અશોક છે, જે સરલ હોય તે અશોક ન હોય કેમકે પરસ્પર વિરોધ આવે. તેનો પરિહાર એ કે જે સરલ એટલે કુટિલપણાવગરના અને અશોક એટલે શોક વગરના છે, જે રા. બા. મણિભાઇ ગીષ્પતિ એટલે બૃહસ્પતિ છે તોપણ કવિ એટલે શુક્ર છે, જે બૃહ-સ્પતિ હોય તે શુક્ર ન હોય કેમકે પરસ્પર વિરોધ આવે. તેનો પરિહાર એકે જે ગીષ્પતિ એટલે વિદ્વાન્ છે અને કવિ એટલે કવિ છે, જે રા. બા. મણિભાઈ સમ એટલે સહુ ઉપર સરખી દૃષ્ટિ રાખનારા છે તોપણ સમપણાથી રહિત છે, જે સ-માન દૃષ્ટિ રાખનારા હોય તે સમાન દૃષ્ટિ રાખવાથી રહિત નહોય કેમકે પરસ્પર વિરોધ આવે. તેનો પરિહાર એ કે જે સમ એટલે સહુ ઉપર સરખી નજર રાખ-નારા અને સમપણારહિત એટલે જેના જેવો કોઈ બીજો નથી એવા છે, તે રા. બા. મણિભાઈ પોતાના વિરોધાભાસવાળા ઉત્તમ ગુણોથી ઘણા કાળ સુધી લોકોને રંજન કરો. (૧૧) દયાના સમુદ્ર ગુરૂ વિશ્વનાથનાં ચરણકમળમાં ભ્રમરા સરખા બેચર નામના બ્રાહ્મણે આ કવિતા કરી છે. (૧૨)

---

## ॥ कृतिरियं हीरजिच्छर्मणः ॥

॥ शिखरिणी ॥

सुविद्याचातुर्यादिमवरकलानंदितजनो
विदावागुल्लासोल्लसितनयमार्गानुगमनः ।
प्रजारक्षादक्षः क्षपितपरपक्षो भुजपुरि
सदा श्रीमान् खेंगारजिदवनिपोऽयं विजयताम् ॥१॥

गुणग्रामो बाल्यात्प्रभृति नृपतेश्चेतसि मुदा
सरस्वत्या साकं निवसति सुखं यस्य सुमतेः ।
निवासोऽत्रास्माकं कथमिति धिया दुर्गुणगणैः
परित्यक्तः श्रीमान् जयतु भुवि खेंगारजिन्नृपः ॥ २ ॥

निराधारत्वेन स्थितिरिह तु केषांचिदपि नो
प्रतिष्ठार्हा भूमौ भवति महतामाश्रयवशात् ।
भवामः संपूज्या विदुषि वरभूपे किमधुना
विचार्यैवं विद्यादिमगुणगणा यत्र विविशुः ॥ ३ ॥

॥ आर्या ॥

नृपनीतिरीतिनिपुणो गुणोदयै रंजयन् प्रजावृंदम् ।
सानंदं नृपहृदयं कुर्वन् सनयश्च मंत्रिगुणयोगात् ॥ ४ ॥

दिनमणिरिवातिगाढं तमो निरस्य प्रकाशयन् लोकम् ।
चिंतामणिरिव दाता जयतुतरां सन्मणिर्मणिभ्राता ॥ ५ ॥

॥ शार्दूलविक्रीडितं ॥ युग्मम् ॥

लोके यद्यपि संति नीतिनिपुणाः सच्छेमुषीशालिनो-
ऽमात्यास्ते ह्युभयार्थसाधनविधावज्ञाः परं तत्क्षणम् ।
कच्छाधीशनरेशचेतसि मुदं तद्देशवासिप्रजा-
प्रेमाणं युगपद्विधातुमधुना योग्यो मणीभाइ सः ॥ ६ ॥

॥ इंद्रवज्रा ॥

सौजन्यधन्येन नृपानुकंपा
संपादिता येन विचक्षणेन ।
विद्याविनोदेन सुराज्यहेतोः
किं किं न कार्यं रचितं निजोक्त्या ॥ ७ ॥

॥ इति हीरजीशास्त्रिकृतश्लोकसप्तकं ॥

---

## ભાષાંતર.

ઉત્તમ વિદ્યા, અને ચતુરાઈ આદિ સારી કળાથી જેમણે લોકોને આનંદ ઉપજાવ્યો છે, જ્ઞાન અને વિદ્યાના ઉત્સાહથી શોભતા ન્યાયના માર્ગ ઉપર જેમનું વલણ છે, પ્રજાને પાળવામાં જે પ્રવીણ છે અને શત્રુઓને જેમણે જીતી લીધા છે, એવા આ પૃથ્વીના પતિ મહારાઓ શ્રી ખેંગારજી નિરંતર જય પામ્યા કરો. (૧) સઘળા ગુણો બાળકપણુથીજ સરસ્વતીની સાથે સારી મતિવાળા જે મહારાજાનેવિષે સુખેથી વસે છે એ મહારાજાનેવિષે આપણો નિવાસ કેમ હોય ? એમ વિચારીને દુર્ગુણોએ તજી દીધેલા મહારાજા શ્રી ખેંગારજી પૃથ્વી ઉપર જયને પામો. (૨) 'હવે શું કરવું? આ લોકમાં કોઈની પણ નિરાધારપણાથી સ્થિતિ પૃથ્વી ઉપર વખાણવા યોગ્ય નથી, પરંતુ મોટાઓના આશ્રયનેલીધે વખાણવાયોગ્ય થાય છે.

એટલામાટે વિદ્વાન્ મહારાજામાં આપણે રહીને પૂજા કરવા યોગ્ય થઇએ' એમ વિચાર કરીને વિદ્યા આદિ સર્વે ગુણો જેમનેવિષે પેઠેલા છે (તે મહારાઓ શ્રી ખેંગારજી જયને પામો. (૩)

રાજનીતિને જાણનારા, ગુણોના ઉદયથી પ્રજાના સમૂહને રાજી રાખતા, મંત્રીને જોઈએ તેવા ગુણોના યોગથી મહારાજાના મનને આનંદવાળું અને ન્યાયવાળું કરતા, સૂર્યનીપેઠે અંધારાંને ટાળી નાંખી લોકને પ્રકાશ કરતા, અને ચિંતામણિ સરખા દાતાર, રાવબહાદૂર મણિભાઈ જસભાઈ અતિશય જયને પામો. (૪) લોકમાં જો કે નીતિને જાણનારા સારી બુદ્ધિના (બીજા ઘણા) પ્રધાનો છે તોપણ તેઓ બેય અર્થ સાધી લેવાના કામમાં એટલે રાજાને રાજી કરવા અને પ્રજાનો, પ્રેમ મેળવવો તેમાં અજાણ્યા છે; પરંતુ તત્કાળ કચ્છ દેશના અધિપતિ મહારાઓ શ્રી ખેંગારજીના અંતઃકરણમાં આનંદ તથા તે મહારાઓશ્રીના દેશમાં રહેનારી પ્રજાનેવિષે પ્રેમ એ બેય સાથે કરવાને હાલમાં તે રાવબહાદૂર મણિભાઇ જસભાઈજ યોગ્ય છે, (૫) કે જે સુજનપણાથી વખાણવા યોગ્ય, ડહાપણવાળા અને વિદ્યાનો વિનોદ રાખનારા રા. બા. મણિભાઇએ મહારાઓશ્રીની પ્રીતિ મેળવી. એમણે રાજ્યની આબાદીનેમાટે પોતાની વાણીથી કયું કયું કામ નથી કર્યું? અર્થાત્ સર્વે કામ કર્યાં છે. (૬)

---

## ॥ कृतिरियं मूलशंकरशर्मणः ॥

॥ शिखरिणी ॥

क्वचिन्नो संतुष्टः प्रबलकलिकालस्य बलतः
सदा सीदन् दीनो भुवि वसतिहीनो बत नयः ।
यमाश्रित्य प्रायो व्रजति परितोषं प्रकृतिजं
स जीयात् सत्सेव्यो नृपतिमणिखेंगारजिन्नृपः ॥१॥
सदा हृद्या विद्या विनयनयमुख्यो गुणगणः
प्रतिष्ठा चोत्कृष्टा युगपदपि यस्मिन्निवसति ।

अहो इंग्लीशानां हृदयमपि संतोषयति यः
स निःशंको जीयाज्जगति मतिमान् कच्छनृपतिः ॥२॥
प्रशस्यः सद्विद्यासहज इव यस्मिन् सविनयो
नयो नूनं श्रेष्ठां श्रियमतिविचित्रां रचयति ।
स धीरो गंभीरो नरपतिषु वीरोऽतिनिपुणो
महारावश्रीमान् जयतु वरखेंगारनृपतिः ॥ ३ ॥
प्रशंसायाः पात्रैर्ध्रुवमतिपवित्रैः स्वचरितैः
प्रजानामाह्लादं रचयति चिराद्यो नृपवरः ।
सुतः प्राग्मल्लस्य प्रकृतिसुभगो नीतिनिपुणः
स कच्छस्याधीशो भुवि भवतु दीर्घायुरनिशम् ॥४॥
निसर्गाद्गंभीरैर्मृदुलपरिपाटीपरिचितै-
र्विचित्रैर्वाग्गुंफैर्जडमपि जनं रंजयति यः ।
वदान्यो विद्यावान् स जयतु बहादूरमिरजां-
महारावः श्रीमान् नृपतिवरखेंगारजिन्नृपः ॥ ५ ॥
नयाद्यैर्निस्सीमैः सततमतिपुण्यैर्गुणगणै-
रगण्यैराह्लादं जनयति जनानां मनसि यः ।
सदा स्वच्छे कच्छे नृपतिमहितां मंत्रिपदवीं
दधानः स श्रीमान् नृमणिमणिभाई विजयताम् ॥६॥
भ्रमंती भूभागे क्वचिदपि न विश्रांतहृदया
दधाना दुर्वारं मनसि जनितं खेदनिवहम् ।

वरं यं संवव्रे हृदयरमणं नीतिरमणी
मणिभ्राता सोऽयं जयतु मतिमान् कच्छसचिवः ॥७॥
प्रजारागं नीत्या सपदि जनयित्वाऽतिविमलं
यदीयं सद्वृत्तं नृपमपि समाह्लादयति च ।
यशोबंधोः सूनुर्विबुधजनसंतोषजनक-
श्चिरं जीयात् सोऽयं जगति मणिबंधुः प्रणयवान्॥८॥
सपत्नीत्वं त्यक्त्वा सपदि सरलीभूय नयतः ॥
सरस्वत्या साकं वसति विमला यत्र कमला ।
खलानां संहर्त्ता विबुधजनभर्ता नरमणि-
र्मणिभ्राता भूमौ भवतु स तु दीर्घायुरनिशम् ॥ ९ ॥
चिराद्यस्य स्नेहात्तदनु यदनुज्ञाऽनुसरणा-
दयं जातः कच्छोऽप्यहह *विजडश्चातिनिपुणः ।
दुरंतां यश्चिंतां वहति परकृत्येऽपि विनया-
त्सजीयान्निशंको नृमणिमणिबंधुर्धृतियुतः ॥ १० ॥

॥ अनुष्टुप् ॥

दयारामात्मजेनेयं मूलशंकरशर्मणा ।
श्रुत्वा निष्प्रतिमां कीर्त्तिं विनोदाय कृता कृतिः ॥११॥

॥इति मूलशंकरकृतपद्यानि ॥

* विजयो विजडश्चेत्यर्थद्वयं ॥

# ભાષાંતર.

મહાબળિયા કળિકાળના બળથી ક્યાંઇ પણ સંતોષ નહિ પામેલો, દીન થઈ ગયેલો અને પૃથ્વી ઉપર ઠેકાણાંવગરનો ન્યાય જે મહારાઓનો આશ્રય કરીને ઘણું કરીને સ્વાભાવિક સંતોષને પામે છે, તે સત્પુરૂષોએ સેવવા યોગ્ય મહારાજા રાઓ શ્રી ખેંગારજી ઘણું જીવો. (૧) મનોહર વિદ્યા, વિનય અને ન્યાય જેમાં મુખ્ય છે એવા સઘળા ગુણો, અને ઉત્તમ પ્રતિષ્ઠા, એ સર્વે એક સાથે નિરંતર જેનામાં રહેછે તે તથા જે આશ્ચર્યકારક રીતે ઇંગ્રેજોનાં હૃદયને પણ સંતોષ ઉપજાવે છે તે શંકાવગરના બુદ્ધિમાન્ અને કચ્છ દેશના ધણી મહારાઓ શ્રી ખેંગારજી જગતમાં જીવ્યા કરો. (૨) વિદ્યાવડે જાણે સેહેલથી મળી શકે એવો, વખાણવા યોગ્ય, અને વિનયભરેલો ન્યાય નિશ્ચે જેનેવિષે વિચિત્ર પ્રકારની સારી શોભાને ઉત્પન્ન કરેછે તે ધીર, ગંભીર, રાજાઓમાં શૂરવીર, અને ચતુર મહારાજા રાઓ શ્રી ખેંગારજી જયને પામો. (૩) જે મહારાજા ખરેખર સ્તુતિ કરવા યોગ્ય પોતાનાં અતિ પવિત્ર ચરિત્રોથી ઘણો આનંદ ઉપજાવેછે તે મહારાઓ શ્રી પ્રાગ્મલ્લજીના પુત્ર, સારી પ્રકૃતિવાળા, અને નીતિમાં નિપુણ, કચ્છ દેશના અધિપતિ મહારાઓ શ્રી ખેંગારજી પૃથ્વી ઉપર નિરંતર દીર્ઘાયુષ્યવાળા થાઓ. (૪) સ્વભાવથી ગંભીર અને કોમળ રીતિથી બોલાયેલાં વિચિત્ર વાક્યોથી મૂર્ખ માણસને પણ જે રાજી કરી દે છે, તે ઉદાર સ્વભાવવાળા અને વિદ્વાન્ મહારાજા મિરજાં મહારાઓ શ્રી ખેંગારજી બહાદૂર જયને પામો. (૫)

સીમાવગરના અતિપવિત્ર ન્યાય આદિ અસંખ્ય ગુણના સમૂહોથી જે પ્રજાના મનને આનંદ ઉપજાવે છે અને જે નિરંતર સ્વચ્છ કચ્છ દેશમાં મહારાજાએ માન આપેલી પ્રધાનની પદવીને ધારણ કરેછે તે મનુષ્યમાં શ્રેષ્ઠ રા. બા. મણિભાઇ જસભાઇ જય પામજો. (૬) પૃથ્વીના ભાગો ઉપર ફરતાં છતાં ક્યાંઇપણ મન ન ઠરવાથી મનનેવિષે ઉત્પન્ન થયેલા મટે નહિ તેવા ખેદના સમૂહને ધારણ કરતી નીતિરૂપ તરૂણી જે હૃદયને રમાડનાર વરને વરી, તે આ કચ્છ દેશના બુદ્ધિમાન્ કારભારી રાવબહાદૂર મણિભાઈ જસભાઇ પ્રખ્યાતિ પામજો. (૭) જેનું સારૂં આચરણ નીતિવડે પ્રજાનેવિષે તત્કાળ અતિ નિર્મળ પ્રેમ ઉપજાવીને મહા-

રાઓશ્રીને પણ આનંદ આપે છે, તે વિદ્વાન્ લોકોને આનંદ ઉપજાવનાર અને મળતા સ્વભાવના જસભાઇનિા પુત્ર રા. બા. મણિભાઇ ઘણા કાળ સુધી જીવ્યા કરો. (૮) પવિત્ર લક્ષ્મી એકાએક શોક્યના ભાવને તજી દેઇને અને ન્યાયથી પાધરી થઇને સરસ્વતીની સાથે જેનેવિષે રહે છે, તે, ખળ લોકોને દંડ દેનારા અને વિદ્વાન્ લોકોને પોષણ કરનારા, નરમણિ રા. બા. મણિભાઇ નિરંતર લાંબા આયુષ્યવાળા થાઓ. (૯) જેના ઘણા કાળના સ્નેહથી અને ત્યાર પછી જેની આજ્ઞાને અનુસરવાથી આ કચ્છ દેશ પણ વિજડ એટલે મૂર્ખ મનુષ્ય વગરનો (બીજા અર્થમાં પાણી વિનાનો) અને અતિ ચતુર થઈ ગયો તથા જે પારકા કામમાં પણ વિનયથી અત્યંત ચિંતા રાખે છે તે ધીરજવાળા અને મનુષ્યમાં મણિસરખા શંકા વગરના રા. બા. મણિભાઈ જીવતા રહેજો. (૧૦) દયારામભટ્ટના પુત્ર મૂળશંકરે અત્યંત કીર્તિ સાંભળીને વિનોદનેમાટે કવિતા કરી છે.

---

## ॥ कृतिरियं केशवलालशर्मणः ॥

॥ शार्दूलविक्रीडितं ॥

ये लोके प्रतिवासरं रतिमहो कुर्वंति पुत्रे यथा
यत्प्रीतिः सुजनंप्राति प्रतिदिनं पूर्णेव संलक्ष्यते ।
येषां सन्महिमा हिमाचलसुताकांतानुकंपोद्गत-
स्तान् खेंगारजिसंज्ञकान् भुजपुरीभूपान् शिवो रक्षतु ॥१॥
यन्नामस्मरणेन वैरिजनताः कंपंति कष्टाकुला
यत्कीर्तिप्रमदा सदा जनमनःप्रीतिप्रदा विद्यते ।
तान् खेंगारजिसंज्ञकान्नरवरान् कच्छाख्यदेशाधिपान्
निर्विघ्नं परिपालयत्वविरतं श्रीजानिरित्यर्थ्यते ॥ २ ॥

ये षाड्गुण्यपरिग्रहा गुणवतां सन्मानदाने परा
ये पाखंडमतस्य खंडनकराः सन्मार्गबद्धादराः ।
सारासारविचारणाचणगुणा प्रज्ञा यदीया मता
ते श्रीमन्मणिभाइमंत्रिमणयः संत्वत्र दीर्घायुषः ॥ ३ ॥

॥ गीतिः ॥

ये कच्छदेशभर्त्तुः प्राप्य प्राधानिकं पदं विमदम् ।
न्यायेन वर्त्तयंति प्रजाहितं तान् शिवः शिवं नयतात् ॥४॥

॥ अनुष्टुप् ॥

रेवाशंकरपुत्रेण महाशयमुदे कृता ॥
एषा केशवलालेन कृतिनां प्रीतिदा कृतिः ॥ ५ ॥

॥ इति जामनगरनिवासिकेशवलालकृतं पद्यपञ्चकं ॥

---

## ભાષાંતર.

જે લોકોને વિષે નિરંતર પુત્રના જેવો પ્રેમ રાખે છે, જેની સુજનો ઉપર પૂરે પૂરી પ્રીતિ જણાય છે, અને હિમાચલની પુત્રીના પતિ એટલે પાર્વતીના પતિ સદાશિવની કૃપાથી જેનો સારો મહિમા થયો છે એવા ભૂજનગરના મહારાજા રાઓશ્રી ખેંગારજીને શ્રી શંકર રક્ષા કરજો. (૧) જેનું નામ સાંભરવાથીજ કષ્ટથી આકુળ થતા શત્રુઓ કંપે છે અને જેની કીર્તિરૂપી પટરાણી પ્રજાના મનને નિરંતર પ્રીતિ ઉપજાવનારી છે, એવા કચ્છ દેશના અધિપતિ મહારાજા રાઓ શ્રી ખેંગારજીને લક્ષ્મીના પતિ શ્રી ભગવાન્ નિરંતર નિર્વિઘ્ન રક્ષા કરજો એમ પ્રાર્થના કરિયે છિયે.(૨) જે સદ્‌ગુણને ગ્રહણ કરનારા, ગુણીજનોને સન્માન અને દાન દેવામાં તત્પર, પાખંડને (અન્યાયને) તોડી નાંખનારા, સારામાર્ગમાં આદર રાખનારા, અને જેની સારાસાર વિચાર કરી લેવાના ગુણવાળી બુદ્ધિ કેહેવાય છે, તે મુખ્ય દિવાનજી રા. બા. મણિભાઈ જસભાઇ આહીં દીર્ઘાયુષ્ય રેહેજો. (૩) જે કચ્છના મહારાવશ્રીનું પ્રધાનપદ (કારભારૂં અથવા દિવાનગીરી) પામીને અકડાઇ વગર અને પ્રજાનું હિત

થાય તેમ વરતે છે તેનું સદાશિવ કલ્યાણ કરજો. (૪) વિદ્વાનોને પ્રીતિ કરે એવી આ કવિતા ભટ્ટ રેવાશંકરના પુત્ર કેશવલાલે ઉદારમનના પુરૂષોને પ્રસન્ન કરવામાટે કરી છે. (૫)

---

॥ अनुष्टुप् ॥

हरिरामसुतेन श्रीसांबशंभुप्रसादतः ।
कृतं केशवलालेन भाषांतरमिदं मया ॥
प्रमादस्खलितान्यत्र मदीयानि महाशयैः ।
क्षंतव्यानि क्षमावद्भिर्विद्वद्भिरिति मेऽर्थना ॥

# ॥ आशीर्वादात्मकश्छत्रबंधः ॥

॥ शार्दूल विक्रीडितम ॥

श्रेय कारिपदांबुजस्मृतिनति. श्री शैलपुत्रीपति. ॥
सर्वाभीष्टसमर्पणप्रणयवान्देवश्च लक्ष्मीपति. ॥
शौर्यौदार्यदयामयाशयमय धैर्यातिधुर्याकृति ॥
पायात्पुत्रकलत्रमित्रसहितं खेंगारराजिन्भूपति ॥




## અર્થ

જેનાંચરણ કમલનુ સ્મરણ કરવાથી કલ્યાણ થાય છે અને તે સર્વ મનોરથ પૂરવામા પ્રીતિ વાળા છે તેશ્રી પાર્વતીનાપતિ સદાશિન અને લક્ષ્મીના પતિ વિષ્ણુ, શૂરતા, ઉદારતા અને દયાથી ભરેલામનવાળા તથા ધીરજથી ગંભીર દેખાવના મહારાજાધિરાજ મિરજા મહારાવ શ્રી ખેંગારજી બહાદૂરની, તેના, સ્ત્રી પુત્રો અને મિત્રો સહિત રક્ષા કરો

# परिशिष्ट.

## નામદાર ગવરનર સાહેબ-ફરગ્યુશનનું કચ્છમાં પધારવું.

મહારાજાધિરાજ મિરજાં મહારાઓશ્રી ખેંગારજી બહાદૂરે સંવત્ ૧૯૪૧ ના શ્રાવણ વદી ૫ સોમવારને રોજ સ્વરાજ્યસત્તા સ્વાધીનમાં લીધી, તે નિમિત્ત તે સમયે નામદાર ગવરનર સાહેબનું પધારવું વરસાદના દિવસોની અડચણને લીધે થયું ન હતું, પરંતુ પછી તે ઉત્સવનિમિત્ત ભુજનગર પધારવાનું મન કરી તેઓ સાહેબ મુંબઈથી તા. ૫ મી નવેંબર ૧૮૮૪ને રોજ રવાના થયા. મુંબઈથી રવાના થયા પછી તારીખ ૧૩ મી નવેંબરને રોજ સવારમાં નામદાર ગવરનર સાહેબનું માંડવીબંદર ઉતરવું થયું. મહારાઓ શ્રી ખેંગારજી પોતાના દિવાનજી, કારભારિયો અને સવારી સહિત પ્રથમથીજ માંડવીમાં પધાર્યા હતા. તેઓએ ગવરનર સાહેબને સારાં માનસહિત ફુરદા ઉપર ઉતાર્યા. ત્યાં ગવરનર સાહેબના માનને માટે કસ્ટમ હાઉસના બંગલાના પેહેલામાળઉપર સર્વ પ્રકારની તૈયારી કરી રાખવામાં આવી હતી. તેમાં એક કલાક આરામ લીધા પછી અને ત્યાંની કેટલીક શોભા નીરખ્યા પછી ગવરનર સાહેબ સહિત મહારાજાની સવારી ગામમાંની બંધાયેલી નવી મારકીટ જોઇને તેજ દિવસે સુમારે સવારના ૭ વાગતાં ભુજનગર તરફ રવાના થઈ. આ સમયની શોભા બહુ જોવા યોગ્ય હતી. ચો તરફ સુંદર પાણીના છંટકાવ થઈ રહ્યા હતા અને માર્ગમાં ટપા રાખવામાં આવ્યા હતા.

ચાર કલાકમાં સવારી ભુજનગર પેહોચ્યા પછી નામદાર ગવરનર સાહેબને માનપૂર્વક ઉતારામાં ઉતારવામાં આવ્યા. મહારાજાધિરાજે રાજ્યસત્તા સ્વાધીનમાં લીધી તે નિમિત્ત સંવત્ ૧૯૪૧ ના કારતક વદી ૧૨ તા. ૧૪ મીને રોજ સાર. ધામધૂમથી મોટું દરબાર ભરાયું. તેમાં નામદાર ગવરનર સાહેબે પધરામણી કરી-મહારાજાધિરાજ મિરજાં મહારાઓશ્રી ખેંગારજી તખ્તનશીન થયા તે વિષે નામદાર મે૦ ગવરનર સાહેબે કેટલાંક સુવચનોથી પોતાનો આનંદ દેખાડયો. મહારાજા ખેંગારજી બહાદૂર તરફથી પણ નામદાર ગવરનર સાહેબ પધાર્યા તે વિષે સુભાષણપૂર્વક અતિ આનંદ દેખાડવામાં આવ્યો. રાજ્યસત્તા સ્વાધીનમાં લીધી તે સમયે જેવો આનંદ ઉત્સવ થયો હતો, તેવોજ આનંદ ઉત્સવ આ વખતે પણ થઈ રહ્યો હતો. મહારાજાધિરાજ મિરજાં મહારાવ શ્રીખેંગારજી બહાદૂરની તથા તેમના મુખ્ય દિવાનજી રાવબહાદૂર મણિભાઈ જસભાઈની યોગ્યતા જોઇને નામદાર ગવરનર સાહેબ અતિ પ્રસન્ન થયા. ત્યાર પછી તે સમયે રા. રા. મણિભાઈને પ્રમથ

રાવબહાદૂરનો ખેતાબ તો મળેલોજ હતો તે ઉપરાંત નામદાર વાઈસરાય સાહેબ તરફથી 'દિવાન બહાદૂરનો ખેતાબ આપવામાં આવ્યો. મહારાઓશ્રી તખ્તનશીન થયા તે સંબંધી માનપત્રો ભક્તિવાળી પ્રજા તરફથી ઘણે ઠેકાણેથી આવ્યાં હતાં. તે સાથે આ માનપત્ર પણ આવ્યું હતું. ભરાએલાં દરબારમાં શાસ્ત્રીજી વિશ્વનાથ વલ્લભજીએ આમાંનો થોડો ભાગ પ્રજાતરફનાં માનને માટે વાંચી સંભળાવ્યો અને તેથી મહારાજા તથા દિવાનજી સાહેબ ખુશી થયા હતા. આ સમીયનો આનંદ અને શોભા વર્ણવતાં પાર આવે નહીં માટે ટુંકામાંજ પરિશિષ્ટ પુરૂં કરવામાં આવ્યુંછે. આ ઉત્સવમાં ભાગ લઈ તા૦ ૧૫ મી નવેંબર ૧૮૮૪ ને રોજ નામદાર ગવરનર સાહેબ ભુજથી રવના થયા.

જે દેશની પ્રજા, રાજા ઉપર અત્યંત પ્રીતિવાળી હોયછે તે દેશ અને તે દેશના રાજા પ્રતિદિવસ ઉદય પામેછે.

---

## कच्छमहोदयस्य शुद्धिपत्रं.

| पृष्ठ | श्लो. | पं. | अशुद्धं | शुद्धं |
|---|---|---|---|---|
| ११ | ४६ | ६ | रमारिपू | रमा रिपू |
| १२ | ५२ | ११ | खाद्रि | खाद्रि |
| १७ | ७४ | ६ | हृदयः | हृदया |
| २२ | ९८ | ७ | मतो हेतू | मता हेतू |
| २२ | १०० | १४ | भूयतमा | भूरितमा |
| २२ | १०० | १४ | चरनू | चरत् |
| २३ | १०२ | १२ | कृत्वा फलं | कृत्वाऽफलं |
| २४ | १०८ | ११ | नरस्य | निरस्य |
| २५ | १११ | ६ | व्यतिषक्त | व्यतिषंग |
| ४१ | १८३ | १२ | न तत्वमेव | नतत्वमेव |
| ४६ | २०४ | ८ | रमतेस्म | रमते स्म |

## मानपत्रस्य शुद्धिपत्रम्

| पृष्ठं | श्लोक | अशुद्धम् | शुद्धम् |
|---|---|---|---|
| ८ | ३६ | नागाबर | नागांबर |
| ११ | ५२ | ।प | पि |
| १४ | ६५ | घृघुर्यं | घुर्घुर्यं |
| २२ | १०६ | भास्केर | भास्करे |